# દાનેશ્વરી કર્ણ

અથવા :—

# "શેઠ સગાળશા."

પ્રયોજક:—"પુષ્પ."

પ્રકાશક:—

હરિલાલ જીવણલાલ ઠક્કર.

"શ્રી નવજીવન પુસ્તકાલય." ટાવર રોડ-સુરત.

સુરત ચૌટા નાપુલ ઉપર આવેલા ધી "શંકર" પ્રીન્ટીંગ
પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપી.

શ્રી સરસ્વત્યૈ નમઃ ! —: ૐ :— શ્રી પરમાત્મને નમઃ !

"શ્રી નવજીવન પુષ્પ-વાટિકા"... .....પુષ્પ છઠ્ઠું.

.......કુન્તી-પુત્ર રાજા.......

# દાનેશ્વરી કર્ણ

—: અથવા :—

# "શેઠ સગાળશા."

પ્રયોજકઃ-"પુષ્પ."

"જનની જણ તો ભક્ત જણ, કાં દાતા કાં શૂર,
નહી તો રહેજે વાંઝણી (પણ) નહી ગુમાવીશ નૂર."

પ્રકાશકઃ -

હરિલાલ જીવણલાલ ઠક્કર.

"શ્રી નવજીવન પુસ્તકાલય." ટાવર રોડ-સુરત.



પ્રથમાવૃત્તિ.] વિ સં. ૧૯૨૯. [પ્રત ૧૦૦૦

મૂલ્યઃ-૦-૮-૦.

# પ્રસ્તાવના.

દેવી સરસ્વતીને ચરણે આ મ્હારી અંતરની કૃતિ, એટલે છઠ્ઠી કાવ્યમય કથા.

"શ્રી નવજીવન પુષ્પ–વાટિકા" નું આ છઠ્ઠું પરિમલભીનું પુષ્પ. (૧) સરોવરની સુંદરી. ભાગ–૧ (૨) સરોવરની સુંદરી. ભાગ–૨ (૩) અભાગીની લક્ષ્મી (૪) ઝેરની પ્યાલી. ભાગ ૧–૨. પ્રભુ કૃપાથી આ પાંચે પુષ્પ જનસમાજના હૃદયો પોતાની મ્હેંકથી ડોલાવવામાં વિજયી બન્યાં છે. આ છઠ્ઠું પુષ્પ એનાજ પુણ્ય–પ્રતાપે.

આ કાવ્યકથામાં "શેઠ સગાળશા" એજ "દાનેશ્વરી કર્ણ" નો પુનર્જન્મ, એ પ્રચલિત દંતકથા અને લોકમાન્યતાનો આધાર લેવામાં આવેલો છે. બનારસ બાજુની એક પ્રખ્યાત રામલીલા કરનાર વિપ્ર મંડળીએ "શેઠ સગાળશા" નું આખ્યાન સુરતની શેરીએ શેરીએ કર્યું હતું, એ વાત સર્વને સુવિદિત છે. એના લખનાર એક સરકારી વિદ્વાન છે, અને તેમણે પણ પ્રસ્તુત પ્રસંગ પોતાની કૃતિમાં આલેખ્યો હતો.

બાલાજીના મંદીરમાં કથા કરનાર એક સુપ્રસિદ્ધ હરિદાસે પણ આજ કલ્પનાને પોતાના આખ્યાનમાં આગળ ધરી હતી મ્હને પણ આ કલ્પનામાં કંઇક મહત્વ લાગ્યું, અને મ્હેં એને આ કાવ્યકથામાં ગૂંથી. આજે ત્રણ ત્રણ વર્ષના સતત પરિશ્રમ પછી હું એ આપના જનસમાજના ચરણોમાં રજુ કરવા ભાગ્યશાળી થયો છું.

"અર્જુનનો પ્રશ્ન, અને પ્રભુએ લીધેલી દાનેશ્વરીની કઠણ કસોટી એ પ્રસંગ મ્હારો પોતાનો ઉપજાવી કાઢેલો નથી. એ તો લખાઇ ચવાઇ, જુના પુરાણા થઇ ગયેલા આપણા પૌરાણિક ઇતિહાસનું એ પ્રચલિત પાનું છે પરન્તુ "લક્ષ્મીએ પૂછેલો પ્રભુને પ્રશ્ન." એ મ્હારી સ્વયં કલ્પના છે, એ સત્ય તો મ્હારે કબુલ કરવુંજ જોઇએ 'અંગુલી નિર્દેશ' પ્રકરણ અને કર્ણજીની પોતાની સ્ત્રીની આંગળી કાપ.

ક્ષુધા શાંત થવી.' એ પણ મ્હારી પોતાની કલ્પના નથી, પરન્તુ એક એવીજ દંતકથા છે.

અસ્તુ. "દાનેશ્વરી કર્ણ" એ "શેઠ સગાળશા"નો પૂર્વજન્મ હોય કે ન હોય! આખીયે વાર્તાનું કોકડું કેવળ કલ્પનાને આધારે ગુંથાયું હોય, કે પછી સંપૂર્ણ સત્યને આધારે! એ ઉંડાણમાં હું ઉતરવા નથી ઇચ્છતો.

પરન્તુ એટલું તો હું અચૂક અને નિ:સંશય કહીશજ, કે પ્રસ્તુત કાવ્યકથામાં મિશ્ર થયેલ કલ્પનાઓ, દંતકથાઓ, તથા લોકમાન્યતાઓથી "દાનેશ્વરી કર્ણ"ના જીવનચરિત્રમાં અલ્પાંશે પણ ઝાંખપ નથી લાગી. ઉલ્ટાં એ પ્રસંગોથી તો એમાં વધુ ઉજ્વળતા, વધુ તેજસ્વિતા, અને વધુ રસાળતા આવ્યાં છે.

મ્હારૂં આમ સચોટ માનવું છે, છતાં કોઇ વાંચકબંધુની દ્રષ્ટિએ એમાં મ્હારાથી જાણેઅજાણે થયેલો દોષ દેખાય, તો હું એમને એટલી કલ્પનાનો ભાગ મ્હારી કાવ્યકૃતિમાંથી પડતો મૂકવા નમ્રતા ભરી વિનંતી કરી લઉં છું.

આ આખુંયે આખ્યાન, બહૂજ સરળ ભાષામાં લખાયું છે, એમ હું દાવો કરૂં છું. આશા છે કે ન્હાનેથી માંડીને તે મ્હોટાં સુધી પ્રત્યેક એનો લાભ લઇ શકશે! પ્રત્યેકને એ પસંદ પડશે.

પ્રભો! મ્હારી અંતરની અવશેષ અને ઉચ્ચ અભિલાષાઓ પાર પાડે! એજ નમ્ર યાચના સાથે સાષ્ટાંગ નમસ્કાર.

વાડીફળીઆ પગથીઆ શેરી.
સુરત.
સંવત્ ૧૯૮૨. મહા સુદી પ્રથમા.

ભવદીય,
સાહિત્ય પ્રેમી. "પુષ્પ."
ગમનલાલ હીરાલાલ બદામી.




રા. રા.

**શ્રીમાન્ શેઠજી જયરામ દયાળ મીઠાવાળા.**

શુભ નિવાસ દાદર.

મ્હરા ઉપર આપશ્રીએ આજ સુધીમાં જે જે માયા, મમતા, અને પ્રેમના કૃપા-જળકુંભ ઢોળ્યાં છે, તેની ભીનાશ હજુય મ્હારી રગેરગમાં તરવરી રહી છે.

અણીને સમયે કીધેલાં અનન્ત ઉપકારોથી અંકિત, અને આદ્ર થયેલ મમ અંતર આપની એ ઉદારતાથી છલકાતી યાદ કેવી રીતે ભૂલે ? કેવી રીતે વ્યકત કરે ?

આ -ફુલ નહી તો ફુલની પાંખડી- જે કંઇ યત્કિંચિત્ આપના ચરણકમળમાં હું આજે ધરૂં છું, એનેજ અત્યારે તો સપ્રેમ સ્વિકારી સંતોષ પામવો રહ્યો. વધુ શું ?

આપના શ્રી અને સાહિત્ય પ્રેમ અમર તપો એજ પ્રાર્થના.

લી. કૃપાકાંક્ષી

**હરિલાલ જીવણલાલ ઠક્કર.**

—: શ્રી કૃષ્ણ ભક્ત :—

# દાનેશ્વરી કર્ણ

—: અથવા :—

## "શેઠ સગાળશા"

—: ૐ :—

( હરિગીત છંદ. )

આ વિશ્વના પાલક પ્રથમ પરિબ્રહ્મને વંદન કરી,
દાનેશ્વરી રાજા કરણની કહું કથા કરૂણા ભરી.
સંગાથ શેઠ સગાળશા આલેખતાં આંસુ પડે,
આજે હસે જે! જે! જુઓ તે! તે! બધાં કાલે રડે. ૧

અમરાપુરી અમરેશની કલ્પો પ્રથમ હૈયાં વિષે,
અવિનાશીના આવાસમાં શોભા અનુપમ શી દીસે!
ફર ફર ફુવારા ઊડતાં પુષ્પો બહુ મ્હેંકી રહ્યા,
જ્યાં પૂણ્ય, પ્રેમ, પવિત્રતા, મઘમઘ અહા! મ્હેંકી રહ્યા. ૨

નાજૂક દોરી હીરની નાજુક બાંધ્યો હીંચકો,
જેના વડે ઝૂલે જગત તે આજ પોતે ઝૂલતો.
શ્રી કૃષ્ણને સતી રુક્મણી શા મંદ મંદ ઝૂલાવતા,
પળભર પરોવી પ્રેમમાં ચિન્તા–જગત ભુલાવતા. ૩

ગુણવન્તીઓ ગોવિન્દને હેતે વધાવે ફૂલડે,
રીસાય કોઇ મનાય ત્યાં ગમ્મત અનેરી શી પડે !
એવી મધુરી મોજમાં અર્જુન સખો ! આવી ચઢયો,
આસન ગ્રહ્યું સન્માનથી કરજોડીને ચરણે પડયો. ૪

પારથ વદયો, "હે કૃષ્ણ ! અંતરમાં કુતૂહલ એ થયું,
મુજથી વધુ, ત્રિલોકમાં વ્હાલું બીજું તમને કયું ?
શંકા મ્હને આ ઉદ્‌ભવી તેની સમાધાની કરો,
એકાદ પણ એવા બતાવો ભક્ત જે મુજથી ખરો." ૫

ગોવિન્દ ગુણભંડાર જે ! આ પ્રશ્નથી સમજ્યા મને,
અર્જુન મ્હારો ભકત આજે ગર્વથી ઘેલો બને.
કુન્તેયને કૌરવ હણી આવ્યું અહંતા-બળ નવું,
"અભિમાન કોઇનું ના રહ્યું, રે'શે નહી."એ શીખવું. ૬

એવું વિચારીને વિભુ ! પારથ પ્રતિ પોતે કહે,
"સહુ ભક્ત સરખા ભેદ કંઇ મ્હારી નજરમાં નહીં રહે.
કિન્તુ મ્હને કે'વું પડે આ વિશ્વ-વાટ વિશાળ છે,
માપી શકયું છે કોણ ? એનું માપ ! યા શું ઢાળ છે ?" ૭

"આ વિશ્વમાં ચઢતા અરે ! એકેકથી એકેક છે,
દાતા, દયાળુ, દક્ષથી અદકા અનેકાનેક છે.
સેવક તણા સેવક પડયા તેમજ ધણીના પણ ધણી,
રણધીરના રણધીરને શૂરવીરના શિરોમણી." ૮

"હું એક આખા વિશ્વમાં એવું દીલે ધરવું નહી,
'મ્હારી બરાબર કોણ છે?' એ વાકય ઊચરવું નહી.
અભિમાનમાં અવિચારી પગલું કોઇદિનભરવુંનહી,
'છું એકલો' એ બોલવા સાહસ કદી કરવું નહી." ૯

"પૃથ્વી વિષે કંઇ કંઈ મણી-રત્નો દટાયેલાં હશે,
ભૂ-ગર્ભમાં ચમકાર તેજસ્વી કટાયેલાં હશે.
તુલના ન જેની થાય પાર પમાય ના, જેનો જરા,
અર્જુન, એવી છે बहु रत्नानी देवी वसुंधरा." ૧૦

"નવરંગી મત્સ્યો નાચતાં સંસાર-સિન્ધુમાં હજી,
છે શેરને માથે સવાશેરો, ન ભૂલો ! એ કદી.
ગાંડીવધારી ! જો વિચારી ! શી કરી'તી દુર્દશા !
કાબા વડે લૂંટાયલો ! વ્હાલા મ્હને તું સો વસા." ૧૧

શ્રી કૃષ્ણના (આ) સદ્‌બોધથી શંકા-નિવારણ તો થયું,
પણ "કોણ છે ?" એ જાણવા મનમાં કુતૂહલ રહી ગયું,
તેથી ફરી બે હાથ જોડી કુન્તીનો સુત ઉચરે,
પ્રત્યક્ષ જોવું પારખું છે, જે હૃદય-શંકા હરે." ૧૨

શ્રી ભક્તવત્સલ કૃષ્ણજી નિજ ભકત-સંશય છેદવા,
અહી હાથ અર્જુનનો ઉઠયાં અભિમાનનું પડ ભેદવાં.
વ્હાલો વધુ દેખાડવા ચાલ્યા કસોટી આંકવા,
બ્રાહ્મણ બની અર્જુન સહ નિજ તીર ધાર્યું તાંકવા. ૧૩

ગુરૂ-શિષ્ય થઇ પોશાક વિપ્ર-દરિદ્રીના શોભાવીયાં,
યાચક બનીને બેઉ રાજા કર્ણ પાસે આવીયાં.
દાનેશ્વરી રણભુમિમાં જ્યાં શ્વાસ છેલ્લાં લઇ રહ્યો,
માતૃભુમિને દેહના એ દાન છેલ્લાં દઇ રહ્યો. ૧૪

યાચક રૂપે અવનીશ ત્યાં આવી 'અરેરે !' બોલીયાં,
કાને પડયો જ્યાં દીનસ્વર ત્યાં નેત્ર કર્ણે ખોલીયાં.
વિનવી વિભુ દાનેશ્વરીને આ પ્રમાણે કહી રહ્યા,
"આ બાળને ઉપવિત-સંસ્કારો નથી રાજન્ થયા." ૧૫

"દાનેશ્વરી ! તુજ નામ મ્હોટું સાંભળી અહીં આવીયો,
હે કર્ણ ! મ્હારી આશનો છેલ્લો ઉપાય અજમાવીયો.
જો દુઃખ મ્હારૂં ના ટળે (તો) દાનેશ્વરી શા કામનો ?
આજે જણાશે સત્ય શું ? ડંકો ફરે તુજ નામનો." ૧૬

શબ્દો સુણી આ વિપ્રના કર્ણે વિચાર્યું મન વિષે,
"દાનેશ્વરીનું નામ શું ? આજે પ્રભુ ! ધોવઇ જશે !
ના....ના....નહી બનશે." કહી દાનેશ્વરી બોલ્યો પછી,
"જાવા ન દેશો ! આજ ! મ્હારી લાજ ! હે લક્ષ્મીપતિ." ૧૭

"મ્હારાજ ! મુઝાશો ન દુઃખ દયાળુ ! એ દળી નાખશે,
દાનેશ્વરીની નામના એવીજ અખંડિત રાખશે.
દાંતે મઢાવેલી કનક-રેખા અમૂલી ચાર છે,
પત્થર જરા આપો તમે આણી ફક્ત એ વાર છે." ૧૮

અર્જુન વદયો અંતર વિષે અદ્દભુત કથન આ સાંભળી,
' છે ધન્ય રાજા કર્ણ તું દાતાર-શ્રેષ્ઠ-શિરોમણી.'
ભોળું હૃદય પિગળી જતાં પત્થર લીધો જ્યાં આપવા,
કૃષ્ણે મના કીધી હજુ પૂરી કસોટી માપવા. ૧૯

"હું દ્વિજ થઇ સેવા કરૂં ત્યારે મ્હને તું દાન દે,
દાનેશ્વરી એ જાતના તું દાનને શું દાન કે'!
દેવાય ના દાનેશ્વરી! તો સાફ મ્હોડે ના કહે,
આ વિપ્ર સેવાદાનને લેવા કદાપી ના ચહે." ૨૦

પ્રત્યુત્તરે આ સાંભળી દાનેશ્વરી દીલે ડર્યો,
પાષાણ લેવા હાથમાં સૂતો સૂતો ધીમે સર્યો.
એ શક્તિહીન દાનેશ્વરીનો દેહ છોલાઇ ગયો,
પત્થર ગ્રહણ કરતાં સુધીમાં લાલ લોહીથી થયો. ૨૧

પણ ટેક મકકમ પાળવા હિંમત અને ધીરજ ધરી,
દાનેશ્વરીએ દાંત પર પાષાણ-ઘા વૃષ્ટિ કરી.
તડ તડ તૂટયાં દાંતો તરત! ને લોહીનો કંઇ પાર ના!
"દાનેશ્વરી" એ નામ પર હે કર્ણ! કંઇ ગણુકાર મા. ૨૨

નિજ હસ્તમાં ચારે કનકરેખા કરણ રાજે લઇ,
"લ્યો દાન! ઓ મ્હારાજ આ!" વાણી હસિત-વદને કહી.
અર્જુનનું અંતર પૂછે "શંકા હવે બાકી રહી?"
ઉત્તર મળ્યો "શંકા! સકળ મ્હારી નિવારણ થઇ ગઇ." ૨૩

પણ કૃષ્ણજી કંઈ આ કસોટીથી નહી રાજી થયા,
દાનેશ્વરી એ દીલની આવી હજુ પણ નહીં દયા.
ત્યાગી અનુકંપા દયાસિન્ધુ ! ફરીથી ઉચર્યાં,
"દાનેશ્વરી ! આ દાન શું ત્હેં આમ દેવાં આદર્યાં ?" ૨૪

"નિશદિન રહી તુજ દાંતમાં એને અજીઠી ત્હેં કરી,
અપવિત્ર એવી આપી શું વટલાવવા ઇચ્છા ધરી."
દાનેશ્વરી બોલ્યો ફરી, "યાચક ! તણી આ રીત છે ?
બ્હાના બતાવો લાખ પણ મ્હારીજ આખર જીત છે." ૨૫

"નિર્મળ કરી ! આપું ફરી !" કે'તાં ધનુષ કરમાં ધર્યું,
ને તીર માર્યું તત્ક્ષણે પાતાળમાં જે પરવર્યું.
પળવારમાં ત્યાં એક નિર્મળ નીરની ધારા છૂટી,
ધોઇ કનકરેખા ધરી ત્યાં ! ના રહી એકે ત્રૂટી. ૨૬

નિર્મળ જળે ન્હવડાવી સોના—દાન એ સ્હામા ધર્યાં,
દઇ વિપ્રવરના હાથમાં હર્ષાશ્રુથી લોચન ભર્યાં.
અડતાં પ્રભુના હાથને....પરબ્રહ્મ રૂપ પ્રકાશીયું,
દર્શન કરી, પાવન થયો ! દાનેશ્વરી ! દુઃખ—ન્હાસીયું. ૨૭

દર્શન દઇ શ્રી કૃષ્ણજી ! દાનેશ્વરીને શું કહે ?
"મનમાં ગમે તે માગ ! રાજા કર્ણ ! તું જે કંઇ ચહે.
ત્રિલોકનો જે તાત આ મળવો મહા મુશ્કેલ છે,
સદ્‌ભાગ્ય ત્હારૂં આજ તે તુજ પાસમાં ઉભેલ છે." ૨૮

કરજોડીને વંદન કરી રાજા કરણ તવ ઉચર્યો,
"દર્શન દીધાં અંતિમ સમય ! આ જન્મને સાર્થક કર્યો.
આ જીવને કંઇ પણ હવે ઇચ્છા અધુરી ના રહી,
આવી કસોટી ! પણ ફરીથી કોઇની કરશો નહી." ૨૯
"ભૂમિ કુમારી શોધીને મ્હારી ચિતા સળગાવજો,
મૃતદેહ મ્હારી ત્યાં તમે પોતે પ્રભુ ! પધરાવજો."
* * * *
આપ્યું વચન અવિનાશીએ ! અર્જુન સહ પાછા ફર્યા,
કે'વાય. છે, ભૂમિ કુંવારીને કરણ રાજા વર્યા. ૩૦
* * * *
આંકી કસોટી ઇશ અર્જુનને પૂછે છે "કેમ છે ?
શંકા–નિવારણ થઇ ગઇ કે હજુ એમની એમ છે.
દુનિયા વિષે દાનેશ્વરી જેવા હજારો ભક્ત છે,
દિનરાત મ્હારામાંજ જે અનુરક્ત ને આશક્ત છે." ૩૧
કરજોડી કુન્તીકુમાર કહે છે, "માફ માગુ શ્રી હરિ,
સંશય અગર અભિમાનનો છાંટો રહ્યો છે ના જરી.
દાનેશ્વરી શ્રી કર્ણની ! ભક્તિ અગાધ અનન્ય છે,
રાજા કરણના નામને ! કોટાનકોટી ધન્ય છે." ૩૨
"દાની–પવન એ કર્ણનો ભાંગી ગયો ગર્વી–ધજા,
પૂછું હજું હું પ્રશ્ન જો ! આપો પ્રભુ ! પ્રેમે રજા."
પ્રેમાળ પરમ દયાળ બોલ્યા કૃષ્ણ બેલાશક કહે,
તૈયાર છું નિવારવા શંકા હૃદયની જે દહે." ૩૩

અર્જુન બોલ્યો "હે પ્રભો ! દાનેશ્વરીની આ દશા,
દર્શાવી છે, આગળ હવે એની મ્હને શું ? કો' કથા."
નિજ ભક્તની મનવાંચ્છના પરિપૂર્ણ કરવા પ્રેમથી,
ગ્રહી હસ્ત અર્જુનનો ઉઠ્યાં તત્ક્ષણુ પ્રભુ ! શુભ નેમથી. ૩૪

* * * *

જ્યાં સત્યવાદી સર્વદા સ્નેહે લુંટે મીઠી મજા.
જ્યાં ધર્મ, નીતિ, ન્યાય તેમજ પૂણ્યની ઉડે ધજા.
હૈવી અનેરો સત્ય જ્યાં જીવન તણો ઉત્સર્ગ છે,
વિહારભૂમિ દેવતાની ! સુરપતિનું સ્વર્ગ એ. ૩૫

આજે ત્યહાં દાનેશ્વરી નિજ દાનના પુણ્યે કરી,
અશ્રુભીની આંખે ઉભો નિજ અંતરે ગ્લાની ભરી.
કરમાયલા મુખચંદ્ર પર કાન્તિ જરાયે છે નહી,
સુન્દર સુખો એ સ્વર્ગના ગમતાં નથી ત્હેને કંઇ. ૩૬

"અફ્સોસ ! હા અફ્સોસ !" કહી નિશ્વાસ ઉરથી મૂકતો,
દિન દિન જતાં દાનેશ્વરી એ દીન ને દુર્બળ થતો.
એવે સમય શ્રીકૃષ્ણ ત્યાં અર્જુન સાથે આવીયાં,
અષ્ટાંગ કર્ણે એમના શ્રી ચરણમાં ઝૂકાવીયાં. ૩૭

રે ! ગદ્ગદિત કંઠે કહ્યું, "કરુણેશ ! કંઇ કરુણા કરો,
દુર્બળ દશા દેખી દયાળુ હે ! દયા દીલે ધરો.
સ્વર્ગીય સુખ સુરલોકના, (આ) અમૃત તુલ્ય ગણાય છે,
દાનેશ્વરી આ કર્ણને કયમ ઝેર તુલ્ય જણાય તે !" ૩૮

"સોનુ ! અહા ! સોનુ ! મ્હને સોનુ બધે દેખાય છે,
પાંપણ તણા પલકારમાં પીળું પીળું પેખાય છે.
સોના વિનાની કોઈ પણ વસ્તુ મ્હને જડતી નથી,
હું શું કરૂં ? હે શ્યામ ! કંઇ સમજણ મ્હને પડતી નથી." ૩૯

"આ હસ્તના સ્પર્શે કરી પોશાક કુંદન થાય છે,
અમૃત ભોજન થાળનું અડતાં તરત બદલાય છે.
શય્યા વિષે પણ રંગ શા સોનેરી આલેખાય છે,
આ સ્વર્ગ તે સાક્ષાત્ કાંચનમય મ્હને દેખાય છે." ૪૦

"સોને રસેલો હું અને સોને રસેલા છો તમે,
આ સ્વર્ગના સુરલોક શું દિનરાત સોનામાં રમે !
સોનું ઉપર ! સોનુ નીચે ! સોનુ અહીં, સોનુ તહીં,
હું એ વિચારૂં ! સર્વવ્યાપી શું હશે સોનું અહીં." ૪૧

"મ્હોંમા મૂકું જ્યાં કોળીઓ ત્યાં કુન્દને પલ્ટાય તે,
હે શ્રી હરિ ! દાનેશ્વરી ! ભુખ–દુઃખથી રીબાય છે.
આપો પ્રભુ ! આપો મ્હને ભોજન કંઈ આપો તમે,
કાપો વિભુ ! કાપો અરેરે ! ભુખના આ દુઃખને." ૪૨

"ન્યાયી નિરંજન નામ વિશ્વે આપનું કે'વાય છે,
નિષ્પક્ષપાતી ન્યાય નિર્મળ તમ વડે દેવાય છે.
તો હું પૂછું છું ! કેમ આ અન્યાય આજે થાય છે?
દાનેશ્વરીએ શું કર્યું છે પાપ નહિ સમજાય તે." ૪૩

"ઇન્સાફ જેનો પાક ! હા ! પૂજાય ગુણ ગવાય છે,
અંધેર કેવું ! આંખ મીંચી ત્યાંય ભૂલો થાય છે.
બોલો જરી બોલો તમે ! સાચો તમારો ન્યાય છે ?
તોળો ફરી તોળો પ્રભુ ! ગંભીર ભૂલ જણાય છે." ૪૪

"શું ? પૂણ્યવાનો સ્વર્ગમાં આ હાલતે દેખાય છે ?
જે દાન દે હંમેશ ! તેની દુર્દશા આ થાય છે ?
તમ આંગણે દાતાર તે શું યાચકો લેખાય છે ?
ઇન્સાફ માંગું છું કહો આ ન્યાય કે અન્યાય છે ?" ૪૫

"હું કરગરૂં ! કરુણા કરો ! કરૂણાનિધિ કમળાપતિ !
અમૃતમય પકવાનની આ કર્ણને ઈચ્છા નથી.
મીઠો સુધા સમ લાગશે આપો પ્રભુજી ! રોટલો,
શય્યા સુશોભિત ના ચહું દેજો સુવાને ઓટલો." ૪૬

"સુવર્ણમય સુખ સ્વર્ગનું સ્વપ્નેય આ લેવું નથી,
**આથી ભલી મૃત્યુપુરી મ્હારી અહીં રે'વું નથી."**
વિનતી કરે રાજા કરણ આંખો થકી આંસુ ખરે,
બે હાથ જોડી સાથ દાતા ! દાન માટે કરગરે. ૪૭

* * * *

સંસારીઓ ! શું શું બતાવે સમય ? અહીં નજરે પડે,
જે દાન દેતો રત્નનું ! તે રોટલા માટે રડે.
જે એક વેળા વ્હેંચતો સોનામહોરો પળપળે,
તે આજ કટકા રોટલા માટે જુઓ ! શું ટળવળે ! ૪૮

એ સૂચવે છે, એજ કે:-"સરખો સમય જાતો નથી,
આ વિશ્વમાં હમ્મેશ માટે એક વા વાતો નથી.
એ કાળની ને કર્મની સરખી ગતિ રે'તી નથી,
સદ્‌ભાગ્યની સરિતાય સાનુકૂળ સદા વ્હેતી નથી." ૪૯

"પલટે મતિ! પલટે ગતિ! કોઇ અચળ રે'તું નથી,
નિર્ખો નદીનું નીર પણ એકજ દિશે વ્હેતું નથી.
જુઓ! રવિ ને સોમ પણ નવ-સ્થાન નિત્યે ઠેરવે,
દિન એકમાં દેવી વિધાતા! લાખ ફેરા ફેરવે. ૫૦

* * * *

અરજી-હૈયાની દીલમાં પોતે દયાસિન્ધુ ધરી,
રાજા કુરણને કહી રહ્યા એ ભક્તવત્સલ શ્રી હરિ.
"દાનેશ્વરી હે કર્ણ! નહી અન્યાય પણ આ ન્યાય છે,
અહીં ધર્મના પલ્લા વિષે ના પક્ષ કો-નો થાય છે." ૫૧

"સહુ પાપ-પૂણ્યો રીતસર આ ત્રાજવે તોળાય છે,
નિષ્પક્ષપાતે ન્યાયના વારિ અહીં ઢોળાય છે.
જેવું કરો તેવું ભરો! જે વાવશો તે પામશો,
બાવળ તણા વૃક્ષે કદી ના આમ્રફળ સોહાવશો." ૫૨

"માફી કદાપી મેળવે બીજે, અહીં નહી માફ છે,
રાજા અગર હો રંક એકજ સર્વનો ઇન્સાફ છે.
પરમેશ એ કંઈ પક્ષ પૈસાદારનો કરતો નથી,
અપરાધી તેમ ગરીબ માટે ન્યાય કંઇ ફરતો નથી." ૫૩

"ન્યાયાલયે તો દીન તેમ શ્રીમાન એકસમાન છે,
સઘળા જીવો સરખાં બધાને એક સરખું માન છે.
દાનેશ્વરી તુજ નામ છે, તે લેશ પણ ખોટું નથી,
આ વિશ્વમાં કો અન્ય તુંથી દાનમાં મ્હોટું નથી." ૫૪

"તેમાંય મ્હારો તું પરમપ્રિય કર્ણરાજા ભકત છે,
આત્મા પ્રતિ પળ પળ અહા ! મમ પ્રેમમાં અનુરક્ત છે.
દાનેશ્વરી ! સ્નેહે સદાએ દાન સોનાના દીધાં,
કોટી દુઃખી ને દીનના કષ્ટો કરણ ! અળગાં કીધાં." ૫૫

"ઉદારતા અહકી કરીને મેળવી શુભ નામના,
આજે અનૂભવથી કહે ભોજન વિના શા કામના !
જ્યાં જીવ ભૂખે જાય પણ ખાવાં કશું ભોજન નથી.
મુક્તા, મણિ, કાંચન તણા ત્યાં મૂલ્ય કોડીના નથી." ૫૬

"પુષ્કળ પ્રજાને નીચવી નૃપ રાજ્યભંડારો ભરે,
દુષ્કાળ નગ્રે જો પડે પણ દૈવસંયોગે અરે !
જ્યાં અન્ન શોધ્યું ના જડે ત્યાં એ ખજાના શું કરે ?
સોના રૂપાના પત્થરો (સિક્કાઓ) નહી પેટની પીડા હરે." ૫૭

"મોતી હીરા અણુમૂલ્ય એ વેળા ન ઉપયોગી થતા,
પણ એક મુઠી અન્નના એથીય મૂલ્ય વધી જતાં.
એકજ કણુસલું કોહીનુરથીયે વહાલું લાગતું,
દહાડો ઉગ્યો કે પેટ તો પૂજન પહેલું માગતું". ૫૮

"હે કર્ણ! ત્હેં સોનુ દઇને પૂણ્ય સોનાનુ રળ્યું,
જે દાન દીધું ત્હેં ત્હને પાછું અહીંયા તે મળ્યું.
જો દાન દેતે અન્નનું તો અન્નને તું પામતે,
ને અન્ન મળતે હેમ બદલે (જો) અન્ન-વૃક્ષ ઉગાડતે." ૫૯
"જેવું દીધું તેવું લીધું! એમાં ભરે છે આંખ શું!
નિજ કર્મ-ફળ છે, ત્યાં નહી નિશ્વાસ નાહક નાંખ તું.
અન્યાય છે કે ન્યાય છે? મનમાં વિચારી તુંજ લે,
ને શ્રેષ્ઠમાં પણ શ્રેષ્ઠ દાન કયું હવે તે તુંજ કે'!" ૬૦
"આ સૃષ્ટિના સહુ દાનમાં પણ શ્રેષ્ઠ અન્નનું દાન છે,
એથી પછી બીજા ઉતરતા દાન કર્ણ! તમામ છે.
એ અન્ન સાથે વસ્ત્રનું શુભ દાન કર્ણ! ગણાય છે,
સોના રૂપાના દાન એની પાસ તુચ્છ જણાય છે." ૬૧
રદીયો મળ્યો સંતોષકારક કર્ણ સમજુ સદ્‌ગુણી,
બોલ્યો નમી, ઉપદેશ દઈ, હે કૃષ્ણ! કીધો છે ઋણી.
ભગવાન! આપો એક મનસા*-દેહ માગું કરગરી,
અમૃતમય ઉપદેશ તમ મૂકું જીવનમાં હું હરિ." ૬૨
"અવતાર મૃત્યુલોકમાં લઇ ભાવથી ભક્તિ ભરૂં,
ને દાન ભોજન-વસ્ત્રના નિત્યે કૃપાળુ! હું કરૂં,
દાનેશ્વરીનો ડાઘ ધોઇ નામને નિર્મળ કરૂં,
દેદિપ્યમાન કરી બતાવી ચરણમાં મસ્તક ધરૂં." ૬૩

*મનુષ્યની.

"ભૂલ્યો શ્રીમંતાઈ વિષે એને સુધારી લઉં ફરી,
પણ ભૂખનું આ દુઃખ તો ટાળો પ્રથમ કહું કરગરી."
જે ભકત વત્સલ ભૂધરો નિજ ભકતને નહી ભૂલતા,
ભારે ભયંકર ભૂલ પણ ભૂલી દયામાં ઝૂલતા. ૬૪

દાનેશ્વરીની આ દશા અવલોકતાં અંતર મહીં,
દીનનાથને આવી દયા વાણી પછી પ્રેમે કહી.
"દાનેશ્વરી ! તુજ દૈવમાં ભોજન નથી, હું શું કરૂં ?
પણ એક રસ્તો છે હજુ જે આજ તુજ સન્મુખ ધરૂં.' ૬૫

"પ્રાણેશ્વરી ત્હારી બધે કન્યાવયે ભમતી હતી,
સાહેલીઓના સંગમાં દિન એક તવ રમતી હતી.
સરખી સખી એકેકની મધુ મશ્કરી કરતી હતી,
જરઘેલી કંઈક કુમારીકા વાતો વિષે વરતી હતી." ૬૬

"બ્રાહ્મણ રખડતો એક એવા હાસ્યપૂર્ણ પ્રસંગમાં,
આવી પડયો, ને ભંગ પાડયો વૃંદના રસ-રંગમાં.
દુર્બળ અતિશય દીન વેશે યાચના કરતો હતો,
પ્રતિ આંગણે એ અન્ન માટે ખૂબ કરગરતો હતો." ૬૭

"બોલ્યો, "બહુ ઉપવાસી છું ઓ બ્હેન ! માયાળુ થજો,
ખાવાનુ આપો કાંઇ શુભ કલ્યાણ સર્વેનુ હજો."
કદ્રુપ, દુર્બળ દુર્દશા દેખી બધી એ સહીઅરો,
દુઃખી બિચારા દીનને કહે, "કર ધરો હ્યો કર ધરો." ૬૮

"હ્યો ગોમતીને ગોતવા ભરથાર એનો આવીયો,
અલી ઓ પ્રભા! જો પૂછ ત્હારો પતિ ખબર શી લાવીયો?
ના ના અલી! આતો દીસે મોહન મધુરીનો ખરે,
જા બા સખી! ભૂલેછ તું! આ માલતી–માધવ અરે." ૬૯
"ન્હાના પ્રકારે રંગમાં ગમ્મત કરે છે ઘેલીઓ,
તાળી પરસ્પર લઇ બનાવે ને હસે સાહેલીઓ.
પણ પ્રિયતમા ત્હારી હતી, અતિ ગુણવતિ બુદ્ધિમતિ,
એ દીનને જે દેખતાં દીલે દયાદ્ર થઇ હતી." ૭૦
"તેણે . બતાવી ' આંગળી સંજ્ઞા વડે સમજાવીયું,
હે વિપ્ર! જા સ્હામે ત્હને ભોજન મળે મનભાવીયું.
ઉપકાર કોટી માનતો તે વિપ્ર સ્હામે ઘર ગયો,
જ્યાં બ્રહ્મ-ભોજન થઇ રહ્યું'તું ત્યાં જમી તરપત* થયો." ૭૧
"તૃપ્તિ થતાં ઠરતાં હૃદય વિપ્રે શુભાશિષ શું દીધી?
'ઠરજો ઠર્યો છું એમ' જેણે અંગુલી–અમૃત કીધી.
આ અંગુલી–નિર્દેશનું જે પૂણ્ય બહુ કે'વાય છે,
એનો મહિમા આજ પણ! એવોજ માન્યો જાય છે." ૭૨
"એ અંગુલી અમૃતભરી તું ચૂસ! તો શાન્તિ થશે,
દાનેશ્વરી! પળવારમાં આ દુઃખ ભુખનુ ભાંગશે.
ખોટા ખરાનું પારખું હમણાજ તુજને થઇ જશે,
ને શ્રેષ્ઠ ભોજન–દાન સૌમાં તેય તુંજ કબૂલશે." ૭૩

* તૃપ્ત ઉપરથી અપભ્રંશ.

દાનેશ્વરીએ દુઃખહારક વાત જ્યાં આ સાંભળી,
નિજ પ્રિયતમાની આંગળી ચૂસી જઇ શાન્તિ વળી.
અર્જુન પણ અવલોકી આ આશ્ચર્ય-લીન થઇ ગયો,
"શંકા ટળી ગઇ શ્રીપ્રભુ !" કૂદી ત્યાં થકી છૂટો પડયો. ૭૪

*　　*　　*　　*　　*



—: શ્રી કૃષ્ણભક્ત :—

## શેઠ સગાળશા.

વર્ષો વિત્યાં ચાળીસ છે, ઉપર કહેલી વાતને,
દાનેશ્વરીએ જન્મ લઇ દીપાવી ભારત-માતને.
નિજ ભૂલને સુધારવા મૃત્યુભૂમિમાં અવતર્યો,
ઇતિહાસ એના પૂર્વજન્મતણો પ્રથમ પૂરો કર્યો. ૭૫

શુભ નામ શેઠ સગાળશા જ્ઞાતે વણિક-વૈષ્ણવ કહે,
સદ્પુત્ર ચેલૈયો પિતુ-આજ્ઞા વિષે તત્પર રહે.
ગંગા સમાન પવિત્ર ગૃહજ્યોતિ સતી ચંગાવતી,
ધર્મિષ્ઠ પુત્ર, પિતા, જનેતા ! દિવ્ય-પ્રેમી ત્રિપૂટી. ૭૬

ગૃહસ્વામીની સદ્ગુણવતીને પુત્ર કૂળદીપક હતો,
શ્રીકૃષ્ણભકત સગાળશા સહુ વાતથી સુખીયો હતો.
સાક્ષાત્ લક્ષ્મીએ ન શું ગૃહ-શેઠનું પાવન કર્યું !
વૈભવ-વિલાસો દાસી-દાસોથી વિભુએ ઘર ભર્યું. ૭૭

પતિપત્ની બંનેએ મળી શુભ એક વ્રત લીધું હતું,
પ્રતિદિન જમાડી એક દ્વીજ જમવું પછી કીધું હતું.
સંસારમાં સાક્ષાત્ એ સ્વર્ગીય જીવન ગાળતાં,
દુઃખી અપંગ અનાથને પ્રેમે કરીને પાળતાં. ૭૮

સર્વેશના શુભ નિયમને સંભાળી બંને ચાલતાં,
ઉમરાવ દીલે હાથ હેતે નિર્ધનોનો ઝાલતાં.
સંસારના ભોગી છતાં સન્યસ્ત જીવન ગાળતાં,
માયા નહીં (પણ) માયાપતિમાં મન નિરંતર વાળતાં. ૭૯

* * * * *

પણ ક્યાં સનાતન ને અચળ સત્યે ભરેલી સૃષ્ટિ છે?
દેખાવ છે જે સ્થૂળ એ તો પલકભરની દ્રષ્ટિ છે.
ન્યારી નમૂનેદાર ને ચંચળ વિધિની ચાલ છે,
જે આજ છે કાલે નથી (તે) આજે નથી તે કાલ છે. ૮૦

મરજી મુજબ નાવિક એ! આ જીવન-હોડી હાંકતો,
મરજી મુજબ દોડાવતો, મરજી મુજબ થોભાવતો.
માનવ-જીવનના હોડકાં હરરોજ ડગમગ થાય છે,
દોરે વિધાતા તેમ નિર્બળ બાપડાં દોરાય છે. ૮૧

સંસારી રાજા ભરથરી, સંન્યાસી ક્ષણમાં થઇ ગયો,
હરિશ્ચંદ્રને ચાંડાળ તે સેવક તરીકે લઇ ગયો.
કાલે અયોધ્યા નગ્રમાં શ્રી રામને રાજા કરે,
પિતૃ-વચનને પાળવા તે આજ વનમાં નીસરે. ૮૨

નળરાય પૂણ્યપવિત્ર સત્‌વાદી પ્રજાપાલક અરે !
બુદ્ધિ ભમી, *જુગટું રમી, નિજ રાજ્ય છોડી પરવરે.
જે પ્રાણથી પ્યારી અતિ, દમયંતી સમ્રાજ્ઞી સતી,
તેને અરણ્યે એકલી છોડી ગયો × નૈષધપતિ. ૮૩

સ્વામી ટળીને રાજ્યનો સેવક થઇ પોતે રહ્યો,
એ અશ્વપતિ ! પલટાઇ પોતે પલકમાં પાલક થયો.
દમયંતી દેવી રાજ–રાણી સ્હેજમાં દાસી થઇ,
તારામતી રાણી ભિખારી હાલતે કાશી ગઇ. ૮૪

ભડ ભોજ +પૃથ્વીરાજ ને સંગીતપ્રિય ÷માલવપતિ,
જેનાથી ધરતી ધ્રુજતી તેની શું થૈ વાંચો ગતિ ?
એ સર્વ એ સમજાવતાં કે “દિન પછીથી રાત છે”,
‘સરખી સ્થિતિ રે’તી નથી’ એ પૂર્ણ નિશ્ચિત વાત છે. ૮૫

* * * *

એ રીત આજે શેઠની સંસાર–નૌકા ક્ષેમ છે,
પણ કાલ નીભે કેમ ! સરખી એજ મ્હોટો વ્હેમ છે.
આજે કૃપાસિન્ધુ તણી સંપૂર્ણ માથે રે’મ છે,
ભાવિ અકળ શું કળ પડે ? એમાં લખાયું કેમ છે ? ૮૬

---

*જુગાર, ×નૈષધપુરનો ધણી અર્થાત્ નળરાજા. +પૃથ્વીરાજ ચૌહાણ. ÷રાજા ભરથરી, અને માલવપતિ મુંજ.

જેનું જપે એ નામ એ શ્રી કૃષ્ણના મંદીરમાં,
જાવા મૂકી હયો નાવ, તરતું, કલ્પનાના નીરમાં.
નંદનભૂમિ શ્રી કૃષ્ણની અવલોકી છે પ્હેલાં તમે,
જે એકથી અગણિત વેળા આંખને જેવી ગમે. ૮૭

ત્યાં પુષ્પના હિંડોળ પર કંઈ રાણીઓ હીંચી રહી,
ફૂલડાં સુગંધિત તેલ શિર એકેકને સીંચી રહી.
કો હર્ષઘેલી કેશની વેણી સરસ ગૂંથી રહી,
કો આ લઉં, કે આ લઉં ! સો પુષ્પને ચૂંથી રહી. ૮૮

આ શોભશે ! આ દીપશે ! આ ખીલશે ! આ ઠીક છે,
શણગાર સજતી સોળ વિધવિધ સુન્દરીની રીત છે.
કો ફૂલ વેણીમાં ગુંથે તો કોઇ બસ ગજરા કરે,
માળા પરોવે કોઇ, કો સાડી મૂકી અમ્બર ધરે. ૮૯

કો એક મૂકી અંગ પર કંચુકી બીજી ધારતી,
શોભેછ કેવી ! આરસીમાં દોડીને નિહાળતી.
વસ્ત્રો-અલંકારો વિવિધ શૃંગાર-સામગ્રી અતિ,
શું શું લખું ? લખતાં કલમ ને આંખ જેતાં થાકતી. ૯૦

કાને હીરા ને હેમના શા કર્ણફૂલ ઝગઝગ થતા !
કરકંકણો ઉંચા નીચા થઈ દિવ્ય ગાન સુણાવતા.
કુમકુમ કરેલું ભાલમાં....નથની ધરેલી નાકમાં,
ગ્રીવા સીંચેલી હારથી અંજન કરેલાં આંખમાં. ૯૧

ઝાંઝર પગે પ્હેરી મલકતી કોઇ ત્યાં રૂમઝુમ ફરે,
કોઇ વીણા લઈ ગાય કો આરંભ નૃત્યતણો કરે.
કો કેશુડાના ફૂલનો શું રંગ કાઢે છે અરે!
કોઈ ગલાલે હાથ રંગે કોઈ પિચકારી ભરે. ૯૨

લક્ષ્મીપતિ હીંડોળ પર લઇ લક્ષ્મીજીને હીંચતાં,
સહુ સુન્દરીને ચીર-શીર ગલાલ-રંગો સીંચતા,
ઉઠયા પ્રભુ પિચકારી લઇને કેશુડે-રંગે ભરી,
છાંટી ભિંજાવી લક્ષ્મીને લીલા વસન્તે આદરી. ૯૩

ઉડે અબીલ-ગલાલ ને છંટકાવ કેશુડાતણો,
સ્વર્ગીય સ્નેહે મ્હેલ શો શોભી રહ્યો સોહામણો.
શા રંગ ઢાળે, ચીર ચોળે, લક્ષ્મી ને લક્ષ્મીપતિ!
હા! અંગ બોળે, રંગ બોળે સહુ પરસ્પર પ્રેમથી. ૯૪

"છોડો હવે! બસ બહુ થયું" કર કૃષ્ણના કંઈ ઝાલતી,
કો કૃષ્ણને કો લક્ષ્મીને રંગો ભરી ભરી આલતી.
કો લાલ લાલ ગલાલ લઇ માથા મહીં જઈ ઘાલતી,
કો છાંટશે પિચકારી ધારી પૂંઠ પાછળ ચાલતી. ૯૫

ત્રિલોકનો ત્રાતા અકળ લીલા અહા! રેલી રહ્યો,
વલ્લભ વનિતા-વૃન્દમાં હોળી મહા! ખેલી રહ્યો.
લજ્જા લલિત લ્હાવા કને લક્ષ્મીપતિ ઠેલી રહ્યો,
નિજ માન ને મ્હોટાઈ મસ્તીમાં *મધુ મેલી રહ્યો. ૯૬

---

*મધુસૂદન.

આગળ ધરી લક્ષ્મી ! પછાડી શ્યામ એ સંતઈ રહ્યા,
શા છૂટથી પ્રેમી–હૃદયના છાંટણા છંટઈ રહ્યા.
શૃંગારભુવન કેશુડાના રંગથી રંગઈ રહ્યા,
આવાં મધુરા ઉત્સવો સૌ કોઇ ગૃહ મંગઈ રહ્યા. ૯૭

રણવાસમાં રમણીય હા ! રસરંગ શો રેલઈ રહ્યો !
મંગળ દિવસ છે આજ ! હોળી–ફાગ શો ખેલઈ રહ્યો !
કેવો વસન્ત–બહાર આ અનુપમ અહાહા થઈ રહ્યો !
જાણે ન આખો પ્રેમનો સિન્ધુજ સ્વર્ગે જઈ રહ્યો ! ૯૮

કંઈ કેટલીના અમ્બરો અણુમૂલ રંગાયા ખરાં !
કંઇ કેટલીની કાંચળી ભીંજાઈ બાકી ના જરા.
કંઈ કેટલીના મુખ પર સુરખી સરસ પથરાઈ'તી,
કંઇ કેટલીના ગાલ પર લાલી ગલાલની છાઇ'તી. ૯૯

કંઇ પ્રેમઘેલીના બધાંયે કેશ રંગાયા હતાં,
લક્ષ્મીપતિ પણ કેશુડાના રંગથી છાયાં હતાં.
ગમ્મત ઘડીભરની પછી જ્યાં પ્રેમમય પૂરી થઈ,
શૃંગારભુવન છોડીને સહુ સુન્દરી સ્નાને ગઈ. ૧૦૦

લીધાં ઉછંગે લક્ષ્મીને લક્ષ્મીપતિએ ત્યાં પછી,
ઝૂલે ઝૂલાવે બેસીને હિંડોળ પર ઉમંગથી.
લક્ષ્મી કહે "પ્રાણેશ ! મનમાં પ્રશ્ન એ ઉત્પન્ન થયો,
સદ્ભાગ્યશાળી આપણાથીયે વિશેષ હશે કયો ?" ૧૦૧

"મુજથી વધારે કોઈ પણ છે પ્રિય ! બોલો આપને ?
સેવા અને ભક્તિ કરે મુજથી વધુ ! જોયું તમે !
ત્રિલોકમાં સૌથી વધુ હું એક તમને ચાહું છું,
સેવા-સરિતા-નીરમાં હું નિત્ય ઉઠી ન્હાઉં છું." ૧૦૨
આ શબ્દ જ્યાં કાને પડયા, ચોંકી ઉઠયાં લક્ષ્મીપતિ,
આવોજ પ્રશ્ન કર્યો હતો અર્જુન ! તેની થઈ સ્મૃતિ.
ટાળી હતી શંકા સહજમાં ! તું જરા સમજુ હતો,
ક્ષણમાત્રમાં સમજી જતાં નિજ ગર્વને ભૂલ્યો હતો. ૧૦૩
પણ આ અરેરે નાર-હઠ ! લીધી કદી ના છોડશે,
સાક્ષાત્કાર થતાંય એ માને ન ! મુખ મરોડશે.
હઠ માનુની મૂકે ન ! બસ કક્કો ખરો પોતા તણો,
ખોટો મમત સાચો ગણો ! એનીજ હા એ હા ભણો. ૧૦૪
લાખો દલીલો દાખલાં છે વ્યર્થ ! રે'વું ભારમાં,
*દાવો ન એ જીતાય છે છેવટ વકીલો હારમાં.
પંડિત પણ પ્રમદા તણો નહી પાર પામે છે કદા,
છે દેવીઓનો દેવતા પર દિગ્વિજય સમજો સદા. ૧૦૫
આ વિશ્વમાં મ્હોટી ગણો તો હઠ ખરેખર ચાર છે,
છે યોગ-હઠ પ્હેલી બીજી એ બાલ-હઠ નિર્ધાર છે.
ત્રીજી ગણુત્રીમાં ગણાતી રાજ-હઠ જે નામ છે,
એ સર્વથીયે શ્રેષ્ઠ સ્ત્રી-હઠ સાથ આજે કામ છે. ૧૦૬

*Case-મુકર્દમો.

સીતા સતીએ એજ સ્ત્રી-હઠ પંચવટીમાં આદરી,
લોભાઇ, મૃગને મારવા શ્રીરામ સાથે જીદ્દ કરી.
પરિણામ એ ! લંકેશથી સીતા-હરણ સ્હેજે થયું,
ખોટા મમત્વેથી કયહાં ! કોનું ? કહો સુધર્યું કયું ? ૧૦૭

બોલ્યા પ્રભુ "લક્ષ્મી તમે સમજુ થઇ કયમ વીસર્યાં ?
તમ હઠ થકી ભગવાં ધરી, બાવા બનીને નીસર્યાં.
બ્રહ્મા, સહિત હું-વિષ્ણુ ને ઉમયાપતી સાથે અમે,
અત્રિ ઋષિને ઘેર મોકલનાર હઠવાદી તમે." ૧૦૮

"નિજ સ્વામીની સેવા સતી એ અનુસૂયા કેવી કરે !
જોવું હતું તમને સતિ શિરોમણી શું હશે ખરે !
કરતાં કસોટી સતીત્વની બાળક અમે ત્રણે થયાં,
પાયે પડીને છોડવ્યાં તે વાત શું વિસરી ગયાં ?" ૧૦૯

"માટે નકામી હઠ તજી આ ગર્વ મિથ્યા ટાળજો,
કંઇ કંઇ રમળ કાહવ વિષે સંતોષ મનમાં વાળજો."
આ પ્રેમથી ભરપૂર પ્રત્યુત્તર પ્રતિનો સાંભળી,
લક્ષ્મીજીના અંતર વિષે જાગ્યું કુતૂહલ શું વળી ? ૧૧૦

નાખી ગળામાં હાથ, કરતાં વ્હાલ વાણી ઉચ્ચર્યાં,
"આ શબ્દ સ્વામી ! આપને મ્હેં ગર્વવશ થૈ ના કહ્યાં.
આવ્યા અચાનક હોઠ પર જે વાત મ્હેં તમને કહી,
સાચા તમારા ભકતને અવલોકવા ઇચ્છા થઇ." ૧૧૧

"એમ પૂછું છું પ્રશ્ન હું! દેજો પ્રભુ! ઉત્તર તમે,
નિશદિન તમારા દીલમાં કે'જો કઇ મૂર્તિ રમે?"
જે સાંભળી ત્રિલોકજ્ઞાની નિજ પ્રિયાને શું કહે?
"તું થી અધિક મમ અંતરે બસ એક જણ સ્થાયી રહે." ૧૧૨

"દિન રાત રટતો દિવ્ય મ્હારો ભકત એ મુજ નામને,
નિજ સત્ય, નીતિ ધર્મથી જીતી રહ્યો છ તમામને.
સંસારમાં સ્વર્ગીય સુખ-સંતોષનો અનુભવ કરે,
લક્ષ્મી! તમારી લેશ પણ દરકાર ના દીલે ધરે." ૧૧૩

"પત્ની પરમ પતિ-ભકત ધર્માશકત દેવી ભગવતી!
છે પુત્ર આજ્ઞાધીન ગૃહની સેવિકાઓ પણ સતી.
એ સ્નેહ-ભકતિ-શૃંખલાએ બધ્ધ છે ત્હારો પતિ,
એ હૃદય-કારાગૃહ વિષે પૂરાયલો હું પ્રીતથી." ૧૧૪

"પળ એક ના છૂટો મૂકે પ્હેરો અખંડિત એ ભરે,
કરતાળ નામ કૃપાણ લઇ ચેતી સદા ચોકી કરે.
લ્યો લક્ષમાં લક્ષ્મી તમે! આ ચિત્ત ઉપલકીયું અહીં,
બાકી ખરેખર ચિત્ત તો કૈદી બન્યું મ્હારૂં તહીં." ૧૧૫

"સૃષ્ટિ સકળના બંધનોમાં શ્રેષ્ઠ જે દેખાય છે,
તે સત્ય એવું સ્નેહ-બંધન વજ્રવત્ લેખાય છે.
એ બંધને બંધાઇને પ્રાણો પતંગો પાથરે,
કૈદી બની કાન્તા-કમળમાં નર-ભ્રમર કેવાં મરે!" ૧૧૬

"શુભ નામ શેઠ સગાળશા! મમ ભકત મૃત્યુધામનો,
ચંગાવતી પત્ની સતી ને પુત્ર શુભ–ગુણુ નામનો.
પત્ની, પતિ ને પુત્રની પ્રેમી ત્રિપૂટી એજ છે,
લક્ષ્મી! તમારા કંથ આ એ હૃદય–કિલ્લે કેદ છે." ૧૧૭

"એ ભકત શેઠ સગાળશાનો હૃદયમાં ગુંજાર છે,
લક્ષ્મી! બધે પંકાયો તમે પણુ ત્યાં તમારી હાર છે.
પ્રાણેશ્વરી! પ્રત્યંગમાં શોધો ભરેલું નામ એ,
દેવી! તમારા દેવને ઠરવા ખરેખર ઠામ એ." ૧૧૮

કરજોડીને લક્ષ્મી કહે "મ્હારે ગળે ના ઊતરે,
પ્રત્યક્ષ આંખોથી બતાવો તોજ ઉર–શંકા હરે.
જો શુધ્ધ સોનુ હોય તો આંકી બતાવો હે પ્રભુ!
ઊતરે કસોટી પાર તો સમજાય સાચું એ બધું." ૧૧૯

શબ્દો સતીના સાંભળી પળ એક ખોઇ ન વખ્તની,
ઉઠયાં તરત ઉતાવળાં કરવા કસોટી ભકતની,
લેવા પરીક્ષા ભકતની શ્રીશ્યામસુન્દર પરવર્યાં,
વાંચક! મૂકું ખુલ્લાં પરીક્ષામાં સવાલો શું કર્યાં? ૧૨૦

* * * *

પ્રારંભમાં કરવા કસોટી મેઘને આજ્ઞા કરી,
"તમ સૈન્ય સહ જઇને કરો પાવન તમે મૃત્યુપૂરી."
આજ્ઞા અને તે હરિની સામર્થ્ય શું ઉલ્લંઘવા!
કડ–કડ કરી તૂટી પડયો લાગ્યો બધાને રંગવા. ૧૨૧

વૃષ્ટિ કરી! સૃષ્ટિ ભરી! હિંમત મુશળધારે હરી,
કંપાવી મૂકયાં કાળજાં ગંભીર ઘુઘવાટા કરી.
વિજળી-કડાકા-ઘોર ગાજે! ગાજવીજનો પાર ના,
કાને પડે ના કંઇ ધ્વનિ વિણ એક વૃષ્ટિ-ધારના. ૧૨૨
વાયુ ફૂંકાયે જોરથી વરસાદની હેલી થતી,
ઘર આંગણાની બ્હાર જાવા કોઇની હિંમત નથી.
બહુ પાપ! યા તો *શાપ! કયાંતો કોપ કુદરતનો થયો,
દિન રાત ધો ધો ધાર! બેશુમાર ચાલુ પડી રહ્યો. ૧૨૩
વરસ્યો! અને વરસ્યો! સતત્ ને સખ્ત એનો માર હા!
સુજે નહી શું રાત! કે શું દિન! બસ ×અંધાર હા!
થોભે નહી થાકે નહી, ખાયે નહી સૂવે નહી,
કર્તવ્ય કરતાં "કોઈનું શું થાય છે?" જૂવે નહી. ૧૨૪
રે! હાય! આખા શહેરમાં સર્વત્ર હાહાકાર છે,
જળમય જગા! જીવ માત્રનો "પાણી" અહા! પોકાર છે.
શ્રીકૃષ્ણભકત સગાળશા આવે સમે ભકિત કરે,
"જે થાય તે શુભ કાજ" એ સિદ્ધાંતને દીલે ધરે. ૧૨૫
પણ વ્રત્ત ભોજનદાનનું નિશદિન જમાડે બ્રહ્મને,
પાલન અખંડિત આદરે! સ્પર્શે ન તે વિણ અન્નને.
આવે પ્રસંગે શું કરે? પગ બ્હાર જ્યાં મૂકાય ના,
સાધુ પછી કયાં શોધવો? નિજ નિયમ પણ ચૂકાય ના. ૧૨૬

* શ્રાપ.　　×અંધારૂં.

ઉપવાસથી પત્ની–પતિ ને પુત્ર ત્રણ કાયા દમે,
નિજ સ્વામીની સાથે સતી ચંગાવતી પણ ના જમે.
માબાપને મૂકી જમે ના સુત ઉભયનો ભક્ત જે,
ભૂખ્યો રહે માતુ-પિતુ પ્રભુ–પ્રેમમાં અનુરક્ત એ. ૧૨૭

ઉપવાસ પર ઉપવાસ ને ઉપવાસ ચાલ્યા જાય છે,
તો પણ દયાહીન મેઘની મીઠી નજર ક્યાં થાય છે?
એવો હજુ પડતો રહ્યો! સેવક બિચારો શું કરે?
વિશ્વેશ પર વિશ્વાસ (છે) એવો ભક્ત દીસે ના ડરે. ૧૨૮

રે! નાં ડગ્યો! એ ના ડગ્યો લવલેશ વ્રતથી ના ફર્યો,
દિન સાતની લાંઘણ થઇ પણ પાય પાછો ના ધર્યો.
જીત્યો! અહા જીત્યો! પરીક્ષાના પ્રથમ એ પ્રશ્નમાં,
આનન્દ બસ આનન્દ સ્પુર્યો અંતરે શ્રીકૃષ્ણના. ૧૨૯

અવલોકતાં ધીરજ અડગ અખિલેશ ઉર રાજી થયા,
નિજ ભક્તના ઉપવાસ–પુણ્યે મેઘરાજ શમી ગયા.
હાર્યા અને થાકયા બહુ વરસી મહા મહેનત કરી,
આરામ લેવા એમને છુટ્ટી મળી અંતે ફરી. ૧૩૦

ઉંચો થયેલો જીવ પાછો હાસ! કહી નીચે ઢળ્યો,
ઉડી ગયેલા પ્રાણમાં પ્રાણે પુનઃ આવી મળ્યો.
ઇશ્વરકૃપા અવલોકતાં વન્દન ત્રિપૂટીએ કર્યાં,
ને સેવકો બહુ સાધુ–બ્રાહ્મણ શોધવાને પરવર્યાં. ૧૩૧

કરવા કસોટી કેશવે તત્કાળ બ્રાહ્મણ-રુપ ધર્યું,
કદ્રુપી કાયા કૂબડી મૃગચર્મ પર આસન કર્યું.
ગંદી અરેરે! દેહ જેમાં કંઇક કીડા ખદબદે,
લોહી પરૂં ચીચળી ચઢે એવું ઝરે અંગે બધે. ૧૩૨

મુખ આકૃતિ વિકાળ જે જોતાંજ ફ્રુજાતું અરે!
દુર્ગંધમય એ દેહ પર માખી બહુ બણબણ કરે.
એવા પ્રભુની પાસ સેવક શોધતા આવી રહ્યા,
મસ્તક ઝુકાવી શેઠના જે દીન શબ્દો તે કહ્યા. ૧૩૩

"સાધુ પુરૂષ! અમ શેઠના ગૃહ-આંગણાં પાવન કરો,
ચાલો અમારી સાથમાં ભોજન કરી દુઃખડાં હરો.
વિનતી અમારી એટલી અમ સ્વામી-ગૃહ આવો તમે,
ભોજન લઈ ભોજન તણો ઉપવાસ છોડાવો તમે" ૧૩૪

નરમાશથી વિવેકથી ફૂલી આ વચન નીચો વળ્યો,
પણ ક્રોધથી કંપાવનારો પ્રત્યુત્તર સામો મળ્યો.
સાધુ રૂપે સાક્ષાત્ ત્યાં શું સર્વવ્યાપીએ કહ્યું,
આવી રીતે વદતાં ત્હને તુજ સ્વામીએ શું શીખવ્યું?" ૧૩૫

"સ્વામી તમારો ક્યાં ગયો? કે સેવકોને મોકલ્યાં,
એ એમ સમજે સાધુઓ રસ્તે રખડતા છે અલ્યા!
તમ શેઠને સાધુપુરૂષની કદર-કીંમત છેજ ક્યાં!
મેદી મૂકી છે? કેમ એ જાતે ન આવ્યો તેડવા?" ૧૩૬

"કીંમત અમારી એક કિંકર જેટલી જેણે ગણી,
ધર્મિષ્ઠ કે ગર્વિષ્ઠ એ કેવો તમારો છે ધણી?
સમજી શકે શું સંતને! જે શેઠ છે, શ્રીમાન છે,
સાધુ જમાડે રોજ, મિથ્યા એક એ અભિમાન છે." ૧૩૭
"દુનિયા વિષે દાતાર પોતાને ભલે કાં'વે કહે,
પણ ઢોંગ એનો મમ સમીપે સ્હેજ ઢાંકયો ના રહે."
રે! શબ્દ આવા સાંભળે! આક્ષેપ ખોટાં જ્યાં અરે!
સેવક હશે એ શુભ, સામાં ક્રોધ દીલે ના ધરે. ૧૩૮
પણ અંગ સેવે રંગ સૌ કુદરત તણો કાનૂન છે,
આ સેવકોના અંતરે નિજ સ્વામીના [illegible] છે.
જાણ્યું અજાણ્યું સહુ કરી મ્હોટા મન ભૂલી ગયા,
કરજોડી પાછા કિંકરે બે શબ્દ વિનવી શું કહ્યા. ૧૩૯
"મહારાજ! મુજ અપરાધની માફી સપ્રેમે આપજો,
મમ સ્વામીના સદ્ધર્મની સાચી કસોટી આપજો.
પ્હેલાં પધારો ઘેર ન અવલોકજો કંઈ *ન્યૂનતા,
માથું મૂકીશું ચરણમાં ખામી હશે ના જરા." ૧૪૦
"સ્વામી અમારા સાધુ-સંતોની નિત્ય સેવા આદરે,
પ્હેલાં જમાડી એક સાધુ એ પછી ભોજન કરે.
છે નમ્ર સાદા સદ્ગુણી સાથે દયાળુ દાતાર છે,
અમ સ્વામીને ગૃહ-આંગણે આઠે પ્રહર જયકાર છે." ૧૪૧

* ઓછાપણું=ત્રુપ.

"સાધુપુરૂષને લેશ પણ પરવા નથી તુજ શેઠની,
સંસારી ને દરકાર એવી હોય છે આ પેટની.
ગુણગાન ગાવા સ્વામીના સેવક તણો એ ધર્મ છે,
ને "ખાય તેનું ગાય." એ તો કિંકરોનું કર્મ છે." ૧૪૨
"સ્હોટાઇ મ્હોડે બોલવી સજ્જન તણું ના કર્મ એ!
તમને તમારા શેઠને બંને જણાને શર્મ છે."
સેવક વદ્યા "સાધુ થયા! ત્યાં માન ને સન્માન શા!
જે જે મળ્યું! જે જે સમય! સ્વિકારવું અભિમાન શા!" ૧૪૩

સાધુ રૂપે સાક્ષાત્ સરજનહાર વાતી ઉચ્ચર્યા,
"તું દાખલો લે પોતિકો તુજ સ્વામીમાં શાને ભર્યા?
સાધુપુરૂષની શોધમાં સેવક કહે કયમ મોકલ્યાં?
અર્થાત્ સમજો એજ કે:-મ્હોટમ્ જરા હૃદયે રહ્યાં." ૧૪૪
"જાઓ! કહો તમ શેઠને ભોજન +કરાવ્વું હોય જો,
જાતે પધારો તેડવા સાધુ પધારે ઘેર તો.
નહી તો સુખેથી શોધી લ્યો બીજો મળે જે કો યતિ,
હું કે તમે! બે આપણે કંઇ કોઇ પર બેઠાં નથી." ૧૪૫
આ નિસ્પૃહી શબ્દો સુણી સેવક અવાચક્ સૌ થયાં,
આશા નિરાશામય! વદન ફિક્કા! નિરર્થક શ્રમ ગયાં.
ગમગીન ચ્હેરે ગૃહ પ્રતિ પરિચારકો પાછા વળ્યાં,
એ ભગ્નહૃદયી *ભૃત્યુઓ નિજ શેઠને જઇને મળ્યા. ૧૪૬

+ કરાવવા. * સેવકો.

વિસ્તારી વાત બનેલ શેઠ સગાળશાને સૌ કહી,
જે સાંભળીને હર્ષની રેખા મુખે ઝળકી રહી.
જ્યમ ડૂબતો દરિયા વિષે જીવન ×બચાવા (ને) શ્રમ કરે,
ને કાષ્ટ કટકો દેખતાં હરખાઈ બાથ ભલી ભરે. ૧૪૭
ત્યમ ભક્ત શેઠ સગાળશાની આશ અંતરની ફળી,
પરમાત્મનનું નામ લઈ બોલ્યા, "હવે ચિન્તા ટળી."
"સત્વર ચલો! એ સંતના દર્શન કરાવો ભાઈઓ,
પધરાવવા લ્યો પાલખી વાજીંત્રમાં શરણાઈઓ." ૧૪૮
"ચંદન, અબીલ, ગલાલ, પુષ્પ ભરેલ પૂજનથાળ લો,
જયગર્જના ગજાવતા હરિભક્ત સહુ આગળ વધો."
સાદી છતાં સુન્દર સવારી ચાલવા લાગી પછી,
હે ધન્ય શેઠ સગાળશા! મોટાઈ-માન મને નથી. ૧૪૯
પ્રેમે પધાર્યાં સર્વ જ્યાં સાધુ રૂપે છે શ્રીહરિ,
ટાળી-ઝટ દુર્ગંધ સઘળી શેઠ જોવે છે ફરી.
રે! દેખતાં દોડયાં! અહા! ચરણે પડયાં, વંદન કર્યાં,
"કરજો ક્ષમા અપરાધ મ્હારો." ભક્ત એવું ઉચર્યાં. ૧૫૦
"પ્રેમે પધારી સંત હે! પાવન કરો મમ આંગણું,
સેવા સ્વીકારો સ્નેહથી એ મુજ કે'વું અમ તણું.
ભોજન કરી ટાળો અમારા વ્રત તણા ઉપવાસને,
પૂરી કરો અમ દંપતિની આંતરિક અભિલાષને." ૧૫૧

× બચાવવા.

"હે ભક્ત ! સાંભળ ! તું પ્રથમ આ સંતની બે વાતને,
હિંમત હૃદયમાં હોય જો તો કોલ દેજે તું મ્હને.
જે જે કહું, જે જે ચહું, અભિલાષ જે જે–ની કરૂં,
તે સર્વ પૂરી પાડવા સામર્થ્ય હો ! તો ડગ ભરૂં." ૧૫૨

શ્રીકૃષ્ણ ભક્ત સગાળશા બોલ્યા ! "પ્રભુ ! આજ્ઞા કરો,
આંકી કસોટી પર પ્રથમ શંકા તમારી સહુ હરો.
મુખ–બ્હાર પડતાં બોલ પર આ પ્રાણ પણ કુરબાન છે,
ઇચ્છા હૃદયની પૂરવા શું દાસને ફરમાન છે ?" ૧૫૩

"ઇચ્છા અતિ ઉત્કૃષ્ટ છે ત્હારી મ્હને જો લઇ જવા,
તો હું કહું ત્યમ કર ! અને તૈયાર છું હું આવવા.
મ્યાનો મનોહર લઈ કરી, શય્યા મૃદુ પથરાવ તું,
સંભાળપૂર્વક દેહ આ એમાં પછી પધરાવ તું." ૧૫૪

"અર્ધાંગના ત્હારી અને ત્હારે મળી સ્કંધે ધરી,
પ્રેમે ગૃહે પધરાવવો. છે શર્ત એવી આકરી.
માટે મ્હને મૂકી તમે....સારો બીજો શોધો કહું,
સ્વપ્ને વળી આ વાતમાં સંમત થશે નહી તુજ વહુ." ૧૫૫

"ત્હારી ત્રિયા શું શર્ત આ હસતે મુખે સ્વિકારશે ?
દુર્ગંધમય મમ દેહને નિજ સ્કંધ પર એ ધારશે ?
પાળે કદી તું પ્રેમથી હે ભક્ત ! મ્હારી શર્તને,
પણ નાર ત્હારી વિચાર કે કયમ મૂકશે નિજ વર્તને." ૧૫૬

કરજોડી શેઠ સંગાળશાએ નમ્ર વાણી શું કહી,
"ગૃહ-નાર મ્હારી કોઇ દી આજ્ઞા અમાન્ય કરે નહી.
વિશ્વાસ એના પર મ્હને છે પૂરતો ! એ છે સતી,
પરમેશ માફક પૂજતી દિનરાત પોતાના પતિ." ૧૫૭
એવું વદી, લીધી રજા....એ ભકતરાજ ગૃહે ગયા,
ગૃહદેવીને બોલાવીને સહુ સંતના શબ્દો કહ્યા.
"દેવી ! હવે તું સજ્જ થા ! ત્હારી કસોટી થાય છે,
આપત્તિકાળે આપણું છે કોણ ?' તે પરખાય છે." ૧૫૮
"અવસર અલૌકિક આ મળ્યો, દેવા પરીક્ષા આપણી,
સંસાર રૂપી ક્ષેત્રમાં સત્કર્મ આપે માપણી.
થાકો નહી, થોભો નહી, દેવી ! હવે કમ્મર કસો,
વ્રત આપણું નિભાવવા અવસર મળ્યો, આગળ ધસો." ૧૫૯
શબ્દો પતિના સાંભળી બોલ્યા સતી ચંગાવતી,
"શંકા તમારે સ્વામીજી ! ના લાવવી દીલે હતી.
મસ્તક-મુકૂટ મ્હારાં તમે....હું છું તમારી કિંકરી,
'ભરથાર એ ભગવાન' ના લોપીશ તમ આજ્ઞા જરી." ૧૬૦
"મુંઝાવ મા કિંચિત પણ....હું આ ક્ષણે તૈયાર છું,
આજ્ઞા તમારી નાથ જોડી હાથ શિર ધરનાર છું.
મ્હારા પ્રતિની લેશ પણ ચિન્તા તમે કરશો નહી,
દેજો વચન મનમાંનતાં....કંઇ દીલમાં ડરશો નહી." ૧૬૧

* * * *

પ્રેમે પ્રિયા સાથે પછી આવ્યા પ્રભુજી જ્યાં હતા,
સામગ્રી તો પ્હેલાં થકી સેવક સહુ લાવ્યા હતા.
વંદન કરી, પૂજન કર્યું, નર-નાર અનેકો મળી,
દુર્બળ હતા ઉપવાસથી કાયા સકળ ગઈ'તી ગળી. ૧૬૨

સંજ્ઞા થતાં એ સંતની સંભાળથી ઉઠાવીયાં,
લોહી ઝરન્તા અંગને મ્યાના વિષે પધરાવીયાં.
ર ! ભક્ત પત્ની ને પતિએ પાલખી સ્કંધે ધરી,
જયઘોષણા સહુ સેવકોએ સ્નેહથી ગર્જી કરી. ૧૬૩

એ દિવ્ય પ્રેમી દંપતી પરિપૂર્ણ કરવા ટેકને,
આનન્દથી ઉચકી ગયા સહુ શેઠના આ શેઠને.
સદ્ભાગ્ય ક્યાંથી સાંપડે ! આ સંતની સેવા મળે !
જેના જરા શા સ્પર્શથી જન્મ-મરણ ફેરા ટળે. ૧૬૪

મનમાં વિચાર્યું કે "હવે ઉપવાસ આજે છૂટશે,
દુર્બળ થયેલા દેહ મંગળમય સ્નાનો લૂટશે."
સુન્દર કનકને આસને શ્રી સંતને બેસરાવીયાં,
નિર્મળ જળે પગ ધોઈ ચરણામૃત શિર ચઢાવીયાં." ૧૬૫

શિતળ જળે શ્રી શ્યામને સતી સાથ શેઠ સગાળશા,
સ્નેહે કરાવે સ્નાન ! અંતરમાં ઉમળકા વ્હાલ શાં !
મર્દન કરે છે તેલનું...હુંફાળી લૂછે કાયને,
છે ધન્ય ભાગ્ય સગાળશા ! અવસર મળે ના રાયને ! ૧૬૬

રાજા, મહારાજા, મુનિ, સંન્યાસીને જે ના મળે,
લાખો વરસ તપ આદરે પણ છેવટે કંઈ ના વળે.
મુશ્કેલ સેવા શ્યામની સ્હેજે અહાહા! સાંપડી,
છે ધન્ય શેઠ સગાળશા! છે ધન્ય આ ત્હારી ઘડી. ૧૬૭

કાયા લુંછી સંભાળથી પરિધાન વસ્ત્ર કરાવીયાં,
કર પ્રેમથી પકડી પુનઃ આસન ઉપર પધરાવીયાં.
કુમ્ કુમ્ તથા અક્ષત લઈ, પુષ્પો વડે પૂજા કરી,
પ્રેમે ઉતારી આરતી શુભ હોંસ હૈયામાં ધરી. ૧૬૮

આ સંત રૂપી શ્યામના પગલાં પુનિત ક્યાં થાય છે?
ઇશ્વર અતિથિ થઇ અહા! સદ્‌ભાગીને ગૃહ જાય છે.
દર્શન અતિ દુર્લભ દયાભંડારના કે'વાય છે,
સદ્‌ભાગ્યશાળી હોય જે શરણું હરિનું સ્હાય છે. ૧૬૯

ભોજન સમય સ્હેજે થતાં પિરસાઇ થાળી સંતની,
કરજોડી શેઠ સગાળશા પાસે ઉભો સેવક બની.
ઇશ્વર–અતિથિ આસને લઈ આચમન બેસી ગયા,
પણ થાળમાં પડતાં નજર....પાષાણવત્ સાધુ થયા. ૧૭૦

સ્પર્શ્યા વિના એ અન્નને ઉઠી તરત ઊભા થયા,
પત્ની–પતિ ક્ષણભર ન સમજ્યાં! સ્તબ્ધ બંને થઇ ગયા.
"મહારાજ!" બસ! ભોજન મ્હને તલભાર આ કરવું નથી,
જળબુન્દ સરખું પણ હવે આ મુખમાં ધરવું નથી. ૧૭૧

"અટકાવશો ના કોઇ ! જાવા દયો મ્હને હું જાઉં છું,
દુર્ગંધમય આ થાળથી હું દૂર થાવા ચાહું છું."
"ઉભા રહો, ઉભા રહો," કહી દંપતિ અટકાવતાં,
"થોભો ! જરા થોભો !" પછી પગમાં ઉભય થોભાવતાં. ૧૭૨

શ્રીકૃષ્ણ ભકત સગાળશા નરમાશથી પાયે પડયા,
બોલ્યા સ્વગત "હે ઇશ ! મ્હારાં આ કયા પાપો નડયા ?
આવ્યું કિનારે વ્હાણ પણ અફસોસ ! ડૂબી જાય છે,
અપરાધ શું મ્હારો ! મ્હને શાને સજા ! ના સમજાય એ." ૧૭૩

"મહારાજ ! આવા આકળા થાવું નહી તમને ઘટે,
ભૂલોનું પ્રાયશ્ચિત્ત કરવે દાસ નહી પાછો હઠે.
'જીવ માત્ર ભૂલને પાત્ર' (તો)પામર છું અમે હીસાબમાં !
મ્હોટા મને સાધુપુરૂષ ! અપરાધની આપો ક્ષમા." ૧૭૪

'જ્ઞાતે અઘોરી સંત હું ભોજન મ્હને આ ના ખપે,
આહારી માનવ-માંસના સૌ મેલી-વિદ્યાને જપે."
"ચિન્તા નહીં, હે સંત ! પણ પ્હેલાં અહીં બેસો તમે,
આશા તમારી પૂરવા આ પ્રાણ આપીશું અમે." ૧૭૫

સમજાવી સરજનહારને આવ્યો પ્રિયાની પાસમાં,
ચંગાવતી બુદ્ધિમતી બેઠી હતી ઉલ્લાસમાં.
સારાંશ સમજાવી દીધો "દેવી ! હવે કો' શું થશે ?
શું ધર્મનીતિ ભ્રષ્ટ થાવા ભાલમાં સર્જ્યું હશે !" ૧૭૬

બોલ્યાં સતી ચંગાવતી "સ્વામી ! પ્રતિજ્ઞા સાચવો,
પરમાર્થ માટે પ્રાણ પણ પ્રિયતમ ! ખુશીથી આપવો.
બોલ્યું મુખેથી ઠેલવું એ તો ભયંકર પાપ છે,
સ્પર્શે મલીનતા દેહને નહી દીલ જેનું સાફ છે." ૧૭૭

નિજ નારના આ શબ્દથી ઉત્સાહ પાછો આવીયો,
અંદર જઈને એક સેવકને નિકટ બોલાવીયો.
"તું દાસ ! મ્હારો ખાસ ! આજે આશ ! ત્હારા પર હવે,
સંકટ સમયમાં જોઉં કેવી સ્વામીભકિત દાખવે ?" ૧૭૮

"લે ! જા કસાઈ પાસ ને...લઈ આવ આમાં માંસ તું,
કર કામ ! આજે દાસ તું મ્હારો નહી હું દાસ છું."
આજ્ઞા ચઢાવી શિર સેવક તત્ક્ષણે એ પરવર્યો,
'કયાં જાઉં છું ?' એવો અરે ! વિચાર શુદ્ધાં ના કર્યો. ૧૭૯

છે ધન્ય શેઠ સગાળશા ! સેવક ત્હને શાબાશ છે,
વિશ્વેશનો ત્યાં વાસ છે...જ્યાં શેઠ તેવા દાસ છે.
આવ્યો પલકમાં લઈ કરી...મસ્તક નમાવી આપીયું,
આવી પડેલું દુઃખ ! માનો હાલમાં તો કાપીયું. ૧૮૦
રાંધી ફરી ચંગાવતીએ પ્રેમથી થાળી ભરી,
આરોગવા આ સંતને...કરજોડીને વિનતી કરી.
પાછા પધાર્યા સંત તવ બોલ્યા, "તમારી થાળ કયાં ?
જમતો નથી હું એકલો દાતા વિના જાઉં છ જ્યાં." ૧૮૧

"માટે તમે બંને * સહે બેસો, લગાડો વાર ના,
યજમાનને ભૂખ્યા મુકી આ અતિથિ જમનાર ના."
કંપ્યો હૃદયમાં શેઠ વાણી સંતની આ સાંભળી,
અશ્રુભરી છે આંખ, જોડયા હાથ....વાચા ગળગળી. ૧૮૨

"મ્હારાજ! હિન્દુ-ધર્મને ખાવાનુ આ ખપતું નથી,
મુખ આ અહિંસા મંત્ર વિણ બીજું કશું જપતું નથી.
હિંસા પ્રભુ એમાં નહી! એથી અમે ના ખાઇએ,
જો ખાઇએ મ્હારાજ! તો હિન્દુ નહી કે'વાઇએ." ૧૮૩

"સરખાં બધામાં જીવ સૌનો એક ઇશ્વર બાપ છે,
મ્હોટા થઈ ન્હાના જીવો સંહારવા એ પાપ છે.
નિજ સ્વાર્થ પાસે ક્રૂર! કેવા! સ્નેહ! કેવી સગાઈ છે,
સમજો સૃજેલા શ્રી પ્રભુએ સર્વ સગ્ગા ભાઇ છે." ૧૮૪

"હણવું નહી જાતે હણાવું" એજ ઉત્તમ કર્મ છે,
પાલન-અહિંસા એ અમારા હિન્દુઓનો ધર્મ છે.
આ ધર્મના સિદ્ધાંતમાં હો સંત! કંઇ કે'શો નહી,
આજ્ઞા ઉથાપું આપની તો લક્ષમાં લેશો નહી." ૧૮૫

"તલભાર પણ ત્હારૂં કથન કાને મ્હને ધરવું નથી,
આજ્ઞા ઉથાપી બસ હવે ભોજન અહીં કરવું નથી.
તું ભક્ત થઇ ભગવાનનો શું ધર્મને જુદા ગણે?
ભોજન વિષે પણ ભેદભાવોને હજુ મુખે ભણે!" ૧૮૬

* સાથે.

પત્ની–પતિ બંને અરે ! લીધી પ્રતિજ્ઞા પાળવા,
સંમત થયા અંતે અહા ! નિજ ન્યાત–ધર્મ વટાળવા.
મનમાં મુંઝાતા દંપતી પીરસી અકેકી થાળને,
બેઠાં સ્મરે છે એક ચિત્તે દુઃખી દીન–દયાળને. ૧૮૭

પણ કોળીઓ ભરતાં વદ્યા એ સંત "જુદી વાસ છે,
સમજ્યો ! નથી આ માનવીનું પણ પશુનું માંસ છે."
રીસાઈને ખાધા વિના પાછા ફરી ઉઠી ગયા,
ઉપવાસી એવા દંપતીની સ્હેજ ના આવી દયા. ૧૮૮

ભૂધર વદ્યા "હે ભક્ત ! શું ધાર્યો પશુ જેવો મ્હને ?
શું મશ્કરી કરવા અહીં લાવ્યો અલ્યા ! તું સંતને.
રહે હેતમાં...ઉઠ આ ! ભક્ત...જઇ શોધ જીવતો માનવી,
ભૂખ્યા અમે નરમાંસના વૃત્તિ અમારી દાનવી." ૧૮૯

નરમાશથી આંસુ ભરેલી આંખથી બોલ્યાં સતી,
"મુંગા ઉભા છો કેમ ? પૂરો સંતની ઈચ્છા પતિ !
વેઠયું ! હજુયે વેઠશું ! હિંમત કદી ના હારીએ,
સંકટ સમય સર્વેશને સ્વામી સદા સંભારીએ." ૧૯૦

"નૌકા બચેલી ખડકથી શું કાંકરીએ તૂટશે ?
અમૃત પ્યાલું હોઠ પાસે આવીને શું ફુટશે ?
વ્રત આપણું લાંબા વખતનું (આ) ધૂળ ભેગું થઈ જશે,
શોચો ! સહજ માટે બધી સારતા તરેલી વહી જશે." ૧૯૧

"જાઓ ! પધારો નાથ ! આ મ્હારાજ ખોટી થાય છે,
વ્હેલી વ્યવસ્થા આદરો, કયમ મૌન અવલંબાય છે ?
ઉજ્જવળ તમારી આબરૂ ને નામ ધોવાઈ જશે,
આ એક કાળા ડાઘથી (આખું) જીવન વગોવાઈ જશે." ૧૯૨

"દરિયો તરી ખાડે ડૂબ્યા" હા ! એમ આલેખઈ જશે,
સદ્‌ગુણ સકળ ઢાંકી ઉણપ તો (એક) બ્હાર આ દેખઈ જશે.
ઇતિહાસમાં ઝીણું છતાંય કલંક આ અંકઈ જશે,
મનના મનોરથ આપણા મનમાં બધાંયે રહી જશે." ૧૯૩

દેવી ! મુખેથી બોલવું, "લાવો ! અતિશય સ્હેલ છે,
પણ બોલવું જે પાળવું તે....ખરેખર મુશ્કેલ છે.
જીવતાં જીવત્ નર-માંસ કો' દેનાર કયાં જઇ શોધવો ?
'તું આપ ત્હારો જીવ' કહી કોને પ્રિયા ! સંબોધવો ?" ૧૯૪

"કાણો ભલે હો કૂબડો પણ પુત્ર વ્હાલો સર્વને,
યુવાન હો કે વૃદ્ધ કિન્તુ જીવ વ્હાલો સર્વને.
ગાંડો ગમે તેવો તથાપી ભાઈ એ આત્મીય છે,
રે ! સેંકડે સત્તાણુંને તો પ્રાણ પ્હેલો પ્રિય છે." ૧૯૫

"વર્ષો વીતેલાં વૃદ્ધ પણ "મૃત્યુ ગમે." કે'તાં નથી,
છેલ્લી ઘડી સુધી દવા પીધા વિના રે'તાં નથી.
નિજ જાત વેચે પણ ન વેચે જીવ આજે કોઇએ,
તેમાં વળી અહીં આપણે તો વધ્ય માટે જોઇએ." ૧૯૬

સમજી હૃદય–દુ:ખ સ્વામીનું ચંગાવતી બોલી તહીં,
"ક્યાં શોધવા સ્વામી ! જવું ? દાસી ઉભી સ્હામે અહીં.
સદ્‌ભાગ્ય મ્હારૂં ક્યાં થકી કે સંતને માટે મરૂં,
લાવો છરી ! હું હોંસથી હે નાથ ! ગરદન પર ધરૂં." ૧૯૭

"બસ બે ઘડી કે બે દિવસ, બે માસ બહુ તો રંગ આ,
એથી વધુ બે વર્ષ કે બાવીસ ! અંતે ભંગ હા !
હંમેશની કાયા, નથી રે'તી કદી રે'શે નહી,
મુવા પછી સંભાળ એની કોઇ પણ લેશે નહી." ૧૯૮

"આવ્યો સમય સોના સમો જે કાયની કીંમત નથી,
તે આજ આવા સંતના ઉપભોગ માટે આવતી.
આત્મા અમર છે, હે પતિ ! ચિન્તા મ્હને એની નથી,
પણ પાળવા લ્યો કામમાં એ ! એક મ્હારી વિનતી." ૧૯૯

એવું વદી પાસે પડેલી હાથમાં પાળી લીધી,
"નહી ધર્મ મરતાં ચૂકજો." કહી મારવા ઉંચી કીધી.
ત્યાં તો વદયા "હાં....હાં...."અચાનક્ છદ્મવેશી શ્રીપતિ.
"હું ઉચ્ચ કોટી સંત સ્રીના માંસને ખાતો નથી." ૨૦૦

"હતભાગ્ય હા !" બોલી નિરાશામય વદન નીચું કરી,
"હયો નાથ હા ! અફસોસ !" કહી પાળી પતિ–કરમાં ધરી.
"સદ્‌ભાગ્ય ! સ્વામીનાથ ! મ્હારા કર્મમાં નિર્મ્યું નથી,
હતભાગીનીને કાજ સેવા સંતની દુર્લભ અતિ." ૨૦૧

"અવસર મળ્યો શુભ આપને અણમૂલ વાર નહી કરો,
કીમત વિનાનું પ્રાણ-પિંજર સંતને ચરણે ધરો.
સદ્દભાગ્ય સ્વામી ! આપનું ઉપયોગ તનનો થાય છે,
શા પૂણ્ય એવાં ! સાધુને એ દાનમાં દેવાય છે." ૨૦૨

આનન્દથી છૂરી લીધી એ ભક્તરાજે હાથમાં,
માયા મૂકી સંસારની ઝુકયો જગતના નાથમાં.
"સ્ત્રી-માંસ અણખપતું કદી નર-માંસ આ સ્વીકારજો,
પણ સંતજી ! પાછા જવાનું નામ ના ઉચ્ચારજો." ૨૦૩

સાધુ વદયા "હે ભક્ત ! તું શું જોઈને જાતે મરે ?
ત્હારા વિના જળ હસ્તમાં લઈ કોણ કૃષ્ણાર્પણ કરે !"
"અર્ધાંગના હું એમની....તૈયાર છું. હે સંત શ્રી !
ચિન્તા તમે કરશો નહી." બોલ્યાં સતી રંગાવતી. ૨૦૪

"કાન્તા કરે કૃષ્ણાર્પણ એ દાન હું લેતો નથી,
સ્ત્રી-જાતને સ્વપ્નેય સાધુ સ્પર્શતા હોતા નથી.
એકાન્તમાં અબળા સહે હું સંત થઈ રે'તો નથી,
સુતકી સ્ત્રીઓના દાન લેવા કોઈને કે'તો નથી." ૨૦૫

"આ ધર્મસંકટ શું પ્રભુ !" બોલ્યા પતિ પત્ની તહીં,
બારી પ્રતિજ્ઞા પાળવા એકે હવે બાકી નહી.
આપજ કહો ! હે સંત ! કે હું શા ઉપાયો આદરૂં ?
ઇચ્છા તમારી હોય તો શિર દાસનું ચરણે ધરૂં." ૨૦૬

"છે સર્વ સ્વામીભક્ત સેવક ના નહી કો પાડશે,"
સર્વેશ-સાધુ કહે, "મ્હને તું દાસ-માંસ ખવાડશે?
બસ થઇ રહ્યું! જોયો ત્હને જમવું નથી મ્હારે હવે,
સેવક તણી સરખામણીમાં શું ગણ્યો આ સંતને?" ૨૦૭
પગમાં પડીને કરગરે વિનવે પતિ-પત્ની બહુ,
"આજ્ઞા કરો જાતે ઉઠાડ્યા વિણ કદાપી ના રહું."
સાધુ વદયા "શાને અલ્યા! તું વ્યર્થ આ બ્હાના કરે!
છે પુત્ર ત્હારે પેટ જે પળમાં વિપત્તિ આ હરે." ૨૦૮
"બોલાવ ત્હારા બાળને ભોજન પ્રબંધ થશે પછી,
લીધી પ્રતિજ્ઞા પાળવા એકે બીજો રસ્તો નથી."
નિષ્ઠૂર વાણી સંતની પાષાણવત્ હૈયું કરી,
હતભાગ્ય દંપતી સાંભળે છે આંખ આંસુથી ભરી. ૨૦૯
બળતા હૃદયથી તાત એ નિજ પુત્રને લઈ આવવા,
આજ્ઞા કરે છે દાસને શાળા વિષેથી લાવવા.
સેવક વળ્યો શાળા ભણી ત્યાં ચીસ પાડી કારમી,
પ્રેમાળ માતા પુત્ર પ્રેમે હાય! મૂર્છાગત બની. ૨૧૦
કોમળ હૃદય કાન્તા તણું સંસારમાં કે'વાય છે,
વાત્સલ્ય સર્વોત્તમ ગણો તો માતનું લેખાય છે.
માબાપથી બાળક-લતામાં પ્રેમ-જળ સીંચાય છે,
*માળી વિનાના ફૂલડાંની ×પાંખડી મીંચાય છે. ૨૧૧

*માતા. ×બાળકોની પ્રાણ-આંખો.

નાજુક સુમન–સુત–વેલડી ચંગાવતીની આજ આ,
પોષી ઉછેરી પ્રેમથી થાશે હતી ન હતી અહા!
આઘાતકર ભણકાર એ સાધુ–વચનમાં સાંભળી,
એ પુત્રઘેલી માવડી કહી "પુત્ર!" પૃથ્વી પર ઢળી. ૨૧૨

નિજ અંકમાં અર્ધાંગનાનો દેહ ધીરેથી ધરી,
ઉપચાર કરતા સ્વામીએ અશ્રુ વડે આંખો ભરી.
ત્યાં સંતના શુભ વેશમાં આવેલ જે લક્ષ્મીપતિ.
મનમાં વિચારે "છે અટંકી બેઉ શેઠ તથા સતી." ૨૧૩

"નર–નાર તો સંપૂર્ણ નીતિ–ધર્મના પાલક દિસે,
પણ પુત્ર કેવો ધર્મધારી! જાણવું એને વિષે."
કરવા કસોટી પુત્રની મનમાં વિચાર્યું માધવે,
શાળા પ્રતિ ચાલ્યા ધરીને બ્રહ્મ–વેશ વિભુ હવે. ૨૧૪

છે સંત રૂપે એક! શેઠ સગાળશાના ઘર વિષે,
ને અન્ય રૂપ ધરી પ્રભુ શાળા પ્રતિ જાતાં દિસે.
પોતે અનુચરથી પ્રથમ ત્યાં શ્રી પ્રભુ પ્હોંચી ગયાં,
ચંગાવતીના પુત્રને એકાન્તમાં શું કહી રહ્યા. ૨૧૫

"હું છું પુરોહિત પરમ મંગલકારી ત્હારી ન્યાતનો,
યજમાન–સુત તું ઓળખે! હું મિત્ર ત્હારા તાતનો.
વિપરિત એવી વાત આવી કોઈએ મુજને કહી,
"છે જાન જોખમમાં" ત્હને ચેતાવવા આવ્યો અહીં. ૨૧૬

"હું છું શુભેચ્છક તાહરો આ વાત સાચી માનજે,
મૃત્યુ થવાનું આજ ત્હારૂં ચેતજે! સંભાળજે."
આ શબ્દ કાયર સાંભળી કરજોડી ચેલૈયો કહે,
"મ્હારાજ! મૃત્યુ શું પ્રયત્નોથી કદી અટકી રહે?" ૨૧૭

"ન્હાસો ગમે ત્યાં પણ ન મૂકે કાળદૂતો કોઇને,
ઝડપે નહી મૃત્યુ કદી તમને તપાસી જોઇને.
આજે અગર કાલે જવા બેઠું પછી એ જાય છે,
આ જીંદગાની ફાની કયાં હંમેશની કે'વાય છે?" ૨૧૮

"મૃત્યુપૂરીમાં જન્મનારાં તે બધાં મરનાર છે,
કર્મે લખ્યું તે થાય એમાં કોઈ શું કરનાર છે?
માયાવી આ સંસારના સુખડાં મ્હને પ્યારાં નથી,
મૃગજળ સમા આ રંગ સહુ હંમેશના મ્હારાં નથી." ૨૧૯

"માટે હિતૈષી! હર્ષપૂર્વક આપ પંથે પરવરો,
મ્હારા જીવન કે મૃત્યુની ચિન્તા જરાયે ના કરો.
હું મ્હોતથી ડરતો નથી, જે વ્હેલું મોડું એકદા,
આધીન રે'વું ઇશ્વરીલીલા અકળ એ સર્વદા." ૨૨૦

સજ્જન પિતાના સદ્‌ગુણી સુતના વચન આ સાંભળી,
હરખ્યાં હૃદયમાં શ્રી હરિ....અભિલાષ અંતરની ફળી.
બોલ્યા બહુરૂપી "હજુ હે વત્સ! તું તો બાળ છે,
ક્યાંથી અનુભવ એ ત્હને કેવો અને શું કાળ છે?" ૨૨૧

"જે કાળ આગળ ભલભલા ભડવીર પણ કાંપી ગયા,
ભડ ભીષ્મ જેવા દિગ્વિજય કરતા જયહાં હાંફી ગયા.
એ કાળ! લેશે જીવ! બીજું શું? બકો એ સ્હેલ છે,
સાક્ષાત્ દર્શન થાય (ત્યારે) હિંમત ધારવી મુશ્કેલ છે." ૨૨૨

"સંસારના સુખદુઃખના સ્વાદો પૂરાં કીધાં નથી,
માનવ–જીવનની મોજ ને લ્હાવા હજુ લીધાં નથી.
ખીલતી ઉઘડતી તું કળી, અણુસમજુ કૂમળું બીજ છે,
નાહાનને શું ભાન એ? દુનિયા અરે! શું ચીજ છે?" ૨૨૩

"સ્પર્શ્યાં ન માયા–મોહ શું સ્ત્રી, સ્નેહ, ને સંસાર છે?
તું બાળબુદ્ધિનો હજુ...ત્હારે સમજવાં વાર છે.
માનવ–જીવન આ લોકમાંહી અલભ્ય ને અણુમૂલ છે,
મળશે ન વારંવાર એ એળે ખુવે તો ભૂલ છે." ૨૨૪

"બેમૂલ હીરો હાથમાં કીંમત ત્હને કોડી નથી,
સસ્તી સુલભ આ સૃષ્ટિમાં માનવ–જીવન હોડી નથી.
મૃત્યુબિછાના પર પડેલા વૃધ્ધને પણ પ્રિય છે,
આ વિશ્વમાં સૌથી વહાલી એક વસ્તુ જીવ છે." ૨૨૫

"એ મોંઘી વસ્તુ સ્હેજમાં ખોવા થયો તૈયાર શું?
હે અલ્પબુદ્ધિ બાળ! કંઇ તો અંતરે વિચાર તું!
મૃત્યુ વિષે શી છે મઝા? કોને ખબર સ્વર્ગે જશે?
જો અધમયોનીમાં ગયો ભલેચૂકે તો શું થશે?" ૨૨૬

"મ્હારાજ ! મા મૂઝાવ ! હું મૃત્યુ થકી ડરતો નથી,
વિશ્વાસ પૂરો છે, વિધિનો લેખ તે ફરતો નથી.
મૃત્યુભયેથી ન્હાસવું એ બાયલાનું કામ છે,
આલીંગવું આનન્દથી એમાંજ મ્હારૂં નામ છે." ૨૨૭

એવું વદીને આવતા સેવક સમીપે સંચર્યો,
નિર્ભયપણે મસ્તક નમાવી વિપ્રને પાછો ફર્યો.
સેવક વદ્યો "હે ભાઈ ! બાપૂના કહ્યાથી આવીયો,
દફ્તર લઈ ઘર આવવા, સંદેશ તમને કા'વીયો." ૨૨૮

'બાપૂ' ફકત બે અક્ષરી એ નામ જ્યાં કાને પડયું,
આદેશપાલક પ્રેમભીનું મ્હોં પછી નહી ઉઘડયું.
ગુરુદેવની લીધી રજા સેવક સહીત ગૃહે ગયો,
માતા-પિતા ને પુત્રનો ગૃહ–આંગણે ભેટો થયો. ૨૨૯

શ્રી નન્દનન્દન નરહરિ એને જતો જોઈ રહ્યાં,
'છે ધન્ય ત્હારો જીવ !' વચનામૃત અંતરથી કહ્યાં.
"છે ધન્ય શેઠ સગાળશા ! છે ધન્ય ત્હારી જાતને !
છે ધન્ય કૂળદીપક જણ્યો ! ચંગાવતી સમ માતને." ૨૩૦

આશિષ આપી ઇશ અંતરધ્યાન ત્યાંથી થઇ ગયા,
ને તાત, માત, સહીત સુત–મેળાપને નિર્ખી રહ્યા.
આવી પિતાને પુત્ર એ પગમાં પડી ભેટી પડયો,
પણ પ્રેમઘેલો તાત આજે ભેટતાં શાને રડયો ! ૨૩૧

આશ્ચર્ય પામ્યો પુત્ર! એ રડતી નિહાળી માતને,
અવલોકતાં આંસુ ભરાયાં ભગ્ન-હૃદયી તાતને.
વિહ્‌વળ બની દોડી જનેતા પુત્રને ભેટી પડી,
પ્રેમાળ કર શિર ફેરવી મુખચંદ્ર નિર્ખીને રડી. ૨૩૨

"હે માત! એ તો કો' મ્હને કે દુઃખ શું? શાનો રૂઓ?
બાપૂ! તમે પણ ધૈર્ય રાખી કેમ ના આંસુ લુહો?
બોલ્યા વિના અંતર તણું તમ કષ્ટ આ સમજાય શું?
જાણ્યા વિના શું રોગ! દર્દીને દવાઇ અપાય શું?" ૨૩૩

કારણ પૂછે છે પુત્ર (પણ) કે'વા જીભ ઊપડતી નથી,
શોધી વળો આ રોગની કયાંયે દવા જડતી નથી.
થાકયો પૂછીને પુત્ર પણ ઉત્તર ફકત 'આંસુ' મળ્યો,
ત્યારે અધીરો પુત્ર સોગન પોતિકા એ દઇ વળ્યો. ૨૩૪

સોગન દીધાથી પુત્રવત્સલ દંપતિ છાના રહ્યા,
આક્રંદ છોડી પુત્રને એકાન્ત સ્થાને લઇ ગયા.
શ્રીકૃષ્ણ ભક્ત સગાળશા બોલ્યા કઠણ હૈયું કરી,
"દેવી! કહે તું વાત વિસ્તારી લઇ આવું છરી." ૨૩૫

હૈયું રહે ના હાથ તોપણ આંસુઓને વશ કર્યાં,
એકાન્તમાં મા-પુત્રને મૂકી અને પગલાં ભર્યાં.
કરજોડી ચેલૈયો વદયો, "માતા! હવે બોલો તમે,
દર્દી તમારા દીલનો શો રોગ છે? ખોલો તમે." ૨૩૬

રે ! ગદ્‌ગદિત કંઠે પછી વાણી જનેતા ફૂટી રહી,
અવિરામ આંસુધાર આંખેથી હજુય વહી રહી.
સાધુ તણી એ યાચના નિષ્ઠૂર કહી વિસ્તારથી,
ભેટી પડી માતા અને બોલી પછી શું પ્યારથી. ૨૩૭

"તું બોલ મ્હારા બાલુડાં ! સાધુ ! ભૂખ્યા એ દાનના,
છે ધર્મ સંકટ ! બે મહા ! વ્રત–ભંગ ને સુત–જાનના.
પણ પાળતાં પ્રિય પુત્રનો પરલોક પ્રાણ સિધાય છે,
તુજને બચાવા જાઉં તો એ સંત પાછા જાય છે." ૨૩૮

"વર્ષો તણું જે વ્રત અખંડિત આજ તે ખંડાય છે,
ત્યાથી પ્રભુના રાજ્યમાં નિર્દોષ તું દંડાય છે."
આ શબ્દ માના સદ્‌ગુણી પુત્રે બરાબર સાંભળ્યા,
બોલ્યો સ્વગત "સદ્‌ભાગ્યશાળી ! સંત આ આવી મળ્યાં." ૨૩૯

"માતાજી ! મંગળ કાર્ય આ શાને તમે આંસુ ભરો ?
કીંમત વિનાની કાય આ પરલોકહિતમાં વાપરો.
ધનભાગ્ય મ્હારૂં ક્યાં થકી ? હું સંતને માટે મરૂં,
પ્રત્યંગ મ્હારૂં હોંસથી હું એમને અર્પણ કરૂં." ૨૪૦

"કાયા ભલે જાશે ! પરન્તુ કીર્તિ રે'શે સર્વદા,
છો પ્રાણ પરલોકે જતો ! પણ નામના પૂઠે સદા.
હે માત ! આ સંસારમાં ! લાવ્યા કશું ના લઇ જવું,
સારૂં નઠારૂં નામ કેવળ જગત્‌માં મૂકી જવું." ૨૪૧

"બાળક તમારો નમ્ર હું મમ જન્મદાતા આપ છો,
આત્મા નહી પણ અંગના માલીક ને માબાપ છો.
*મારો તમે ×તારો તમે પાળો જીવાડો પણ તમે,
ઉત્કૃષ્ટ પદ માબાપનું આજ્ઞાંકીત બાળક અમે." ૨૪૨
"સુખદુઃખ સહી ! ભૂખ્યા રહી પણ પ્રેમથી ઉછેરતાં,
ધિક્કાર દુઃખો એમનાં સંતાન જે ના ફેડતાં.
સદ્ભાગ્ય મ્હારૂં કયાં થકી કે આપની પ્હેલાં મરૂં,
પણ પાળતાં ઋણમૂકત થાતાં પૂણ્ય શુભ સંચય કરૂં." ૨૪૩
"માટે તજો માયા અને આંસુ ઉભય મા ! પરહરો,
હસ્તે મુખે ને હેતથી આ ગરદને છૂરી ધરો.
મમ દેહના ભોજન વડે સંતુષ્ટ સાધુને કરો,
'તમ પુત્ર-આશા પૂરશે પરમેશ !' નહી આંસુ ભરો.' ૨૪૪
નિર્ભય વચન આ પુત્રના ચંગાવતીએ સાંભળ્યા,
હર્ષાશ્રુ આંખેથી વહ્યાં સંશય તથા કષ્ટો ટળ્યાં.
ભેટી પરમ પ્રેમે ફરી ચુમી કરી બોલી પછી,
"હે પુત્ર ! તું હા પાડશે." આશા ન અમને એ હતી." ૨૪૫
"અમ ટેક આગળ તુચ્છ ત્હારા જાનને પણ ત્હેં ગણ્યો,
માબાપની ભકિત ! ખરેખર ! ભાઈ ! તું ઉત્તમ ભણ્યો.
છે ધન્ય આજ્ઞાધીન આવા દીકરા જે ઘેર છે,
આવી પ્રભુની મ્હેર જ્યાં ત્યાં રોજ લીલાલ્હેર છે." ૨૪૬

*માતા=મા-મારનાર. ×તા-તારનાર.

ત્યાં ભકત આવીને વદયા "દેવી!" લથડતી જીભથી,
લે આ છરી ને માર, વાર હવે નહી ચાલે સતી."
આપી છરી નિજ નારને ભૂમિ ઉપર થાળી ધરી,
અશ્રુભરી આંખે જનેતા જોઈ રહી સુત ને છરી. ૨૪૭

ગરદન નમાવી ઘુંટણે કરજોડી ચેલૈયો પડયો,
મુખચંદ્ર હસમુખું અહા! મરતાંય છેવટ ના રડયો.
એના સદાનન્દી વદન પર શોકની છાયા નથી,
હૃદયે હવે સંસાર-તૃષ્ણા, મોહ કે માયા નથી. ૨૪૮
છેલ્લી વખત એ પ્રેમઘેલી માત હા! ભેટી પડી,
છેલ્લી વખત એ સ્નેહઘેલાં તાતની આંખો રડી.
છેલ્લાં મળી ભેટી ચૂકયાં એ પુત્ર-પત્ની ને પતિ,
છેલ્લાં પ્રણામ કરી ચૂકયાં નિજ આશને એ દંપતિ. ૨૪૯

રે હાથ! ખૂની કંપતો જનની છતાં હિંમત ધરે,
રોકી હૃદયના આંસુઓ મન વાળવા યત્નો કરે.
કોમળ હૃદય કાન્તા તણું સૌથી વધુ કે'વાય છે,
તેમાંય આ તો પુત્ર-મા! આઘાત કયમ સ્હેવાય એ! ૨૫૦
કંઈ કષ્ટથી પાળેલ ગૌના પ્રાણ પાલક કયમ હરે!
માતા તણો એ હાથ નિર્ખી પુત્ર-મુખ પાછો ફરે.
ભાસે તિમિરમય આ જગત્! એકે દીશા ના સૂજતી,
કાંતીલ કટારી હાથમાં ઝાલેલ થર થર ધ્રૂજતી. ૨૫૧

વિધવિધ ઉપાયે વારતી વાત્સલ્યના નિજ વેગને,
પણ હાય! છેવટ ફાવી ના! આ ટાળવા ઉદ્વેગને.
ગ્રીવા–નિકટ લાવી છરી પાછી ફરી પણ લઇ લીધી,
"ના....ના....નહી નિષ્ઠુર થાશે કાર્ય." કુહી ફેંકી દીધી. ૨૫૨

એ પુત્ર–પ્રેમી માત પાછી પુત્રને બાઝી પડી,
"બેટા! ચીરંજીવી રહે!" બોલી બની પાગલ રડી.
"પ્રિય બાળ! જગમાં સાંભળ્યું? જનની કદાપી જાન લે?
નવ માસ રાખી પેટ પાળ્યા પુત્રનો હા! પ્રાણ લે!" ૨૫૩

"માતા! જીવનદાતા! બને ઘાતા પછી તો થઈ રહ્યું,
માળી બની ચરે ચમન બેધ્યાનથી તો થઇ રહ્યું.
રક્ષક બને ભક્ષક કસાઈ મોહમાં તો થઇ રહ્યું.
પાલક બને પલટાઇ સંહારક પછી તો થઈ રહ્યું." ૨૫૪

"કેવાં જતનથી જળ સીંચી મ્હેં જે ઉછેરી વેલડી,
કાપું કુહાડીના પ્રહારે કેમ! પ્રેમે ઘેલડી.
હેતે રમાડયો હાથમાં....તેમાંજ શું છૂરી ધરૂં?
પ્રેમે ચૂમ્યા છે ગાલ જે તે શી રીતે સૂકા કરૂં?" ૨૫૫

"મીઠાં અમી વર્ષાવતી આંખો કરૂં શું અંધ હું?
'માતા' મીઠા શબ્દો કહેતું મુખ કરૂં શું બંધ હું?
કાન્તિ મનોહર ઝમકતી નિસ્તેજ થાયે શી રીતે?
પરમેશ! મ્હારા પુષ્પ પર આ જુલ્મ હા! કેવો વિતે!" ૨૫૬

'વાત્સલ્ય પ્રેમે અંકમાં કોને સુવાડીશ હું હવે?
"બા! ભૂખ લાગી." બોલ કાલાં કોણ એ કે'શે મ્હને?
છૂટી નિશાળેથી અહા! તું આવતો ગૃહ-મંદિરે,
સ્હામી જઈ ભેટીશ હું આજે હવે કોને અરે!" ૨૫૭

"સંતાપ કે કંઈ શોકની છાયા કદાપી થાય જો,
તુજ બાલ-ઘેલા બોલ કાલાંથી તરત વિસરાય તો.
એકાન્તનો આધાર એવો એકનો તું એક છે,"
તવ પુત્ર બોલ્યો, "માત મ્હારાથી વધુ પણ ટેક છે." ૨૫૮

"માયા અને મમતા બધી મ્હારા ઉપરથી પરહરો,
સાધુ જુએ છે વાટ! વ્યર્થ વિલંબ માતા નહી કરો.
સંતાનથી પણ શબ્દ બોલેલાં વિશેષ મુખે ગણો,
ને નિષ્કલંકીત ને અખંડિત નિયમ રાખો આપણો." ૨૫૯

"આંખો કરી દયો બંધ! થઇને અંધ! છૂરી ઉચકો,
જેથી કરી ચ્હેરો તમે મ્હારો નહી નિર્ખી શકો.
નયને દીઠાનું ઝેર કેવળ દેખતાનું દુઃખ વધે,
આંખો મીંચી અંધા થતાં માલમ પડે કાળું બધે." ૨૬૦

બહુ બહુ કહ્યું, પણ હાથ એ જનની તણો ના ઉપડે,
એવી હૃદયહીન કોણ મા (જે) સંહારતા સુત ના રડે.
પાષાણ-હૈયાં પણ અરેરે! પીગળી રડતાં દિસે,
શું હૃદયદ્રાવક દ્રશ્ય! શેઠ સગાળશાના ગૃહ વિષે! ૨૬૧

નિજ માત ! નાહિંમત થતી ! નિર્ખી સુપુત્રે સત્વરે,
છૂરી સ્વહસ્તે લઇ ઉગામી મારવા ગ્રીવા પરે.
ત્યાં તો પિતા વચમાં પડયાં નિજ હસ્તમાં તે લઇ લીધી,
ઘુંટણુ પડેલા પુત્રને સંહારવા ઉંચી કીધી. ૨૬૨

આંખો મીંચી ચંગાવતીએ થાળ હા ! નીચે ધર્યો,
એ પુત્રવત્સલ તાત મ્હોટા શબ્દથી ત્યાં ઉચર્યો.
"ન્યાયી જગતના નાથ ! હઉં અંતિમ પરીક્ષા આપને,
કે:–ટેક આગળ તુચ્છ ગણુના "પુત્ર વ્હાલો બાપને." ૨૬૩

આંખો મીંચી એ ભકત તાતે ઘાવ ગરદન પર કર્યો,
પણ પાળવા નિજ પુત્રનો એ પ્રાણ પ્યારો પાથર્યો.
પ્રેમે પ્રતિજ્ઞા–યજ્ઞમાં નિજ પુત્રને હોમી દીધો,
રાતા રૂધીરના રંગમાં એ થાળને રંગી લીધો. ૨૬૪

બેભાન દેવીને પતિ દુઃખી દીલે સાવધ કરે,
શ્રી કૃષ્ણ ભકત સગાળશા હિંમત ઢીલી હૈયે ધરે.
પાણી વદન પર છાંટીને નિજ નારને બેઠી કરી,
પ્રેમાળ પત્ની ને પતિએ આંખ આંસુડે ભરી. ૨૬૫

રડતે હ્રદય થાળી લઈને એ રસોડે પરવરી,
પણ દિવ્ય મુખડું પુત્રનું જોતાં ફરી હિંમત સરી.
માતે છુપાવ્યું નિત્ય સુત–મુખચંદ્રને અવલોકવા,
ભોજન બનાવ્યું ઘડ તણું એ સાધુને સંતોષવા. ૨૬૬

સ્વામી સતી ને સંત ત્રણ જમવા બિરાજ્યાં સાથમાં,
અવિનાશીએ આજ્ઞા કરી "હ્યો ગ્રાસ મ્હેલો હાથમાં."
માતા-પિતાએ હાથમાં નિજ પુત્ર-માંસ અરે ગ્રહ્યું,
પણ હાય ! આરોગાય ના ! સર્વાંગ હા ! કંપી રહ્યું. ૨૬૭

આંખો મીંચીને હાથ નિજ લાવ્યા ઉભય હોઠો સુધી,
કોટી ઉપાયે કોળીઓ મુખમાં પ્રવેશ્યો ના કદી.
નેત્રો સજળ એ સ્નેહભીનાં શ્રી હરિ નિર્ખી રહ્યાં,
કિન્તુ તછી કરુણા કસોટી કાજ શું શબ્દો કહ્યાં. ૨૬૮

"હે દાનવીર સગાળશા ! ભોજન મ્હને કરવું નથી,
આ પિરસેલા પાત્રથી મમ પેટને ભરવું નથી.
ત્હારી ત્રિયાએ પૂછી જો ! મસ્તક છુપાવ્યું ચોરીથી,
પણ વાત રે' અજ્ઞાત ના ! આ સુજ્ઞ સંત અઘોરીથી." ૨૬૯

"જો સ્વચ્છ સુન્દર અગ્ર એવો ભાગ તે રે'વા દઈ,
અવશેષનુ ભોજન બનાવી પીરસ્યું થાળી મહીં."
એવું વદી વિશ્વેશ જ્યાં એ થાળ ત્યાગી જાય છે,
ત્યાં તો પુનઃ પત્ની-પતિ બે સંત-ચરણો સ્હાય છે. ૨૭૦

સ્વામીતણી આજ્ઞા ચઢાવી મસ્તકે ઉઠયાં સતી,
અશ્રુભરી ક્ષણ એક જોયું જનનીએ એ શિર-પ્રતિ.
બે હાથમાં ઉંચકી સતીએ ખાંડણીમાં તે ધર્યું,
ને છૂંદવા નિષ્ઠુર સાંબેલું અહા ! ઉંચુ કર્યું. ૨૭૧

સાધુ અને એ શેઠ બંને દ્રશ્ય આ જોઇ રહ્યાં,
ચંગાવતી સ્થંભી ગઇ જળબુન્દ લોચનથી વહ્યાં.
મુખચંદ્ર મોહક પુત્રનુ જનની તણી દ્રષ્ટે પડે,
કર સ્થંભતા ! સાંબેલુ સાથે ખાંડણી પણ શું રડે !" ૨૭૨

શ્રી કૃષ્ણ ભકત સગાળશા એ ! ક્ષણ વિષે સમજી ગયો,
ગદ્ ગદ્ સ્વરે અર્ધાંગનાને માર્ગ બતલાવી રહ્યો.
પ્રાણેશ્વરી ! એ પુત્રનુ મુખચંદ્ર ઉંધુ ફેરવો,
હિંમત ધરો ! મીંચો નયન એ પર નજર ના ઠેરવો." ૨૭૩

જે જોઇ મોહક-મુખડું કર્તવ્યચ્યૂત થતી હતી,
જે જોઇ સાંભરતી સ્મૃતિ ! નીરે નયન સ્રતી હતી.
તે ! દિવ્ય દર્શનભાગને માતા હવે ઉંધો કરી,
ખાંડી રહી, ત્યાગી દયા, હિંમત હવે હૈયે ધરી. ૨૭૪

રડતી નિહાળી નારને સાધુ ફરી શું ઉચર્યાં,
શું મન વિનાના દાન આવાં આપવાં નિશ્ચય કર્યાં ?
દયો છો પરાણે દાન ! એવું નામનુ લેવું નથી,
થોભ્યો અહીં બેહુદ હવે ક્ષણભર ઉભા રે'વું નથી." ૨૭૫

"ઇચ્છા અગર જો હોય ભોજન-દાન દેવા આપની,
આક્રંદ છોડી આ પળે અભિલાષ પાળો સંતની.
શૃંગાર સોળ ધરી સુશોભિત અંગ પર ચંગાવતી,
મંગળપ્રસંગ સમાન ગાતાં ગીત આ રાંધો સતી." ૨૭૬

શબ્દો સૂણી આ સંતના અંતર વિમાસે દંપતી,
"ભગવાન ! શું અમ ટેકની પૂરી પરીક્ષા થઇ નથી ?"
આજ્ઞા પતિની મેળવી શણગાર સોળ સતી ! સજે,
સાંબેલુ લઈને ખાંડતાં ભક્તિ-પદે ભૂધર ભજે. ૨૭૭

આનન્દની છાયા સતીના ચંદ્ર શા વદને ઢળે,
પણ અંતરે તો હાય ! ભડ ભડ અગ્નિના ભડકા બળે.
ગાતી ભજન ભગવાનનું એને અહા ! સ્મરતી હતી,
રે ! સ્હાય માટે શ્રી હરિને સતી કરગરતી હતી. ૨૭૮

ખાંડી અહા ! તૈયાર રાંધીને કર્યું ચંગાવતી,
આરોગવાં બેઠાં ફરી દિનનાથ સાથે દંપતિ.
અંતર વદે અખિલેશનું "નર-નાર તમને ધન્ય છે,
આ લોકમાં તમથી અધિક નહી ભકત કોઇ અનન્ય છે." ૨૭૯

ફીધી કસોટી આટલી તો પણ ધરાયા ના પ્રભુ,
છેલ્લી કસોટી આંકવા સંશય કરી બોલ્યા વિભુ.
"થોભો ! તમે પત્ની-પતિ ! ધારૂં હવે છો વાંઝીયા,
આ અન્ન મ્હારે ના ખપે ! શીદ થાળને અભડાવીયાં ?" ૨૮૦

"સંતાનહીન મનુષ્ય જગમાં સર્વથી નિન્દાય છે,
મુખ-દર્શને એના અમંગળ-ચિહ્ન આલેખાય છે.
ભિક્ષુક, સાધુ સંત એના અન્નને ના ખાય છે,
શાસ્ત્રો કહે "સંતાનહીનની સદ્ગતિ નહી થાય છે." ૨૮૧

આ શબ્દ સુણતાં વારને ચંગાવતી ઉભા થયાં,
બે હાથ ! જોડી સાથ ! બહુ આવેશથી શબ્દો કહ્યાં,
"હે સંત ! થોભો સ્હેજ મ્હારા શબ્દ આ બે સાંભળો,
કીધા વિના પૂરી પરીક્ષા ને પ્રતિતિ કયાં પળો ?" ૨૮૨

"હે સંત ! મ્હારા પુત્રના લોહી તમો માટે વહ્યાં,
સમજાવશો ? સંતાનહીન અમે પછી કયાંથી રહ્યાં ?
કિન્તુ તમારો એજ સંશય છેદવા તૈયાર છું,
વંધ્યા નથી ! સમજ્યાં અતિથિ ! ગર્ભવંતી નાર હું." ૨૮૩
"ખટ માસનુ અર્ભક હજુ મમ પેટમાં હૈયાત છે,
વંધ્યા તમે જેને કહો તે એક બાળની માત છે."
આ શબ્દના ઉચ્ચારની સાચી પ્રતિતિ આપવા,
લીધી છરી નિજ હાથમાં સંશય પ્રભુનો કાપવા. ૨૮૪

જ્યાં જાય "જો જો પારખું !" બોલી ઉદરમાં મારવા,
ત્યાં સાધુ રૂપે શ્રી હરિ ધાયાં સતીને તારવા.
કદ્રુપને બેડોળ તે પળ માત્રમાં પલટઇ ગયાં,
સાધુ નહી સાક્ષાત્ સરજનહાર હા ! શોભી રહ્યાં. ૨૮૫

શુભ શંખ, ચક્ર, ગદા, ચતુર્ભુજ પદ્મધારી શ્રી પ્રભુ !
પ્રકટયા પિતાંબરધારી સુન્દરશ્યામ ! વિશ્વપતિ વિભુ !
રે ! મંત્રમુગ્ધ સગાળશા તેમજ સતી ચરણે પડયાં,
"અવનીપતિ ! ના ઓળખ્યાં કરજો ક્ષમા." કે'તાં રડયાં. ૨૮૬

દીધાં શુભાશિર્વાદ સ્નેહે ભક્તવત્સલ માધવે,
હેતે ઉઠાડી બેઉને પ્રેમે પ્રભુ બોલ્યાં હવે.
"હે દિવ્ય પ્રેમી દંપતી! ભકિત થકી જીત્યો મ્હને,
વરદાન મનગમતા દઉં છે છૂટ માગો આપને!" ૨૮૭

"ભગવાન! ભકતાધીન માગું કરગરી ભક્તિ સદા,
સંકટ સમય સંભારતાં આવી વિદારો આપદા."
સ્નેહે સ્વીકારી અર્જ શામળીયે "તથાસ્તુ" ત્યાં કહ્યું,
જ્યાં મ્હેર માધવની થઇ ત્યાં સાંભળ્યું બાકી રહ્યું!" ૨૮૮

'પોકાર "ચેલૈયા!" કર્યો શ્રી કૃષ્ણજીએ જ્યાં જરી,
"આવ્યો પિતાજી!" બોલતો હાજર થયો હસતો ફરી.
માતા સહર્ષે દોડીને નિજ પુત્રને બાઝી પડી,
આકાશમાંથી પુષ્પ–વૃષ્ટિ સાથ નોબત ગડગડી. ૨૮૯

* * * * *

દાનેશ્વરી કરણે સ્વયં ભોજન–પ્રતિજ્ઞા જે લીધી,
પરમાત્મનને તે તણી પૂરી કસોટી દઇ દીધી.
શ્રી કૃષ્ણજીએ દાખલો આ ભકતનો મ્હોટો ધર્યો,
ને લક્ષ્મીજીના હૃદયનો સંશય સકળ સ્નેહે હર્યો. ૨૯૦

આલોકમાં સત્કર્મથી સુખ ભોગવી એ દંપતિ,
સ્વર્ગે સિધાવ્યા ! નામના કિન્તુ યશસ્વિ છે હજી.
મ્હોટા મને ભૂલી ભૂલો કરુણાનિધિ, દેજો ક્ષમા,
અભ્યર્થના એ ! પ્રાર્થના ! વન્દન ! પ્રણામો "પુષ્પ"ના. ૨૯૧






સુરત-ચૌટાના પુલ ઉપર આવેલા 'શંકર' પ્રી. પ્રેસમાં
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે "શ્રી નવજીવન
પુસ્તકાલય"ના માલીક હરીલાલ જીવણલાલ
ઠક્કર માટે છાપી.